સવારે તેણે ઢોરોના ટોળામાં તેઓને તપાસવા, જેઓ માંદાં, યા જખમી, યા લોહી વહે તેવાં[1], યા ખામી ભરેલાં હોય તેઓને વાજબી ઉપાયો કરવા, અને તેઓનો પાસબાન થવા ભણતરો[2] ભણતાં[2] જવું જોઇએ; અને તેઓના નાશથી થતો ગુનાહ[3]; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬) એક મેંઢું કેટલાંક બચ્ચાંઓને સાથે જન્મ આપે ત્યારે તેણે જે કરવું જોઇએ તે વિષે, અને જ્યારે કોઈ તેમ નહિ કરે, અથવા કોઈ બીજી રીતે કરે ત્યારે થતાં નુકશાન વિષે. (૭) તે બચ્ચું કોણનું, એટલે કયાં મેંઢાંનું છે તે જાણવા વિષે. (૮) ફાંસા[4] વિષે, અને તેથી એક વરૂ ચોરને મેંઢાંથી દૂર રાખવા વિષે, અને જ્યારે ભયંકર વાદળ અને પવન અને વરસાદ હોય ત્યારે તેઓનાં મેંઢાંનો બચાવ; અને જ્યારે નદીના પગે[5] પાર કરી જવાય એવા ભાગ[5] આગળ તે હાજત-મંદો એક વિસામો લેવાની જગ્યા જે નદીના નહિ[6] પાર કરી શકાય[6] એવા ભાગની સામે હોય તેની પાસે આવી પહોંચે, અને જ્યારે સઘળાંને બચાવી શકાય એમ નહિ હોય તો મોટી કિંમતના[7] અથવા ઘણાં મોટાં[8] હોય તેઓનેજ તેણે બચાવવાં જોઇએ.

(૯) અને તેનાં મેંઢાંને બીજા ધણીની ચરાવવાની જગ્યા પર જતાં અટકાવવા વિષે; અને તેઓને નહિ અટકાવવાના ગુનાહની, અને તેનાં મેંઢાં બીજાનું અનાજ તથા ઘાંસ ખાય અને ખરાબ કરે તેના ગુનાહની તોજેશ. (૧૦) કોઈ જેને ઘણાંજ કંજુસ[9] ડુક્કર[10] કહે તેની માફક બીજાઓનાં જુદીજુદી જાતનાં અનાજ તથા ઘાંસચારાપાસેથી પસૂશ્-હઊર્વનાં મેંઢાંઓને હાંકી કહાડે તેથી થતા બચાવની હદ વિષે; જાણવું કે જે કાંઈ મેંઢાંઓ બહાર કાઢે[11] તે ડુક્કરનો ખોરાક[12] છે જે ડુક્કર પોતાનાંજ[13] મેંઢાંની લીંડી[14] ખાય છે; તે બીજો ગુનાહ[15] પણ કરે, કારણ કે તે પોતાની ઓલાદને પણ તેઓ જન્મે ત્યારે છુટથી ખાય છે.

(૧૧) એક ગરમ અથવા થંડી જગ્યામાં મેંઢાં ભેગાં મળવા[16] વિષે, અને પસૂશ-હઊર્વથી તેની મળતી નિશાની.[17] (૧૨) એકથી ચાર વરસની ઉમરનાં મેંઢાંની ખારયતો વિષે.

---

૧. **રીજગ્** સરખાવો ફા૦ **રીખ્તન્**, "રેડવું."—૨-૨. **પવન્ ગુબિશ્નીહ્**, શબ્દાર્થઃ "સારા બોલો સાથે."—૩. વેસ્ટઃ "તેઓને દુઃખ દેવાથી થતો ગુનાહ."—૪. વાંચણ **શૂલન્**, સરખાવો ફા૦ **શૂલાન્**, "ફાંસો," "ફંદ."—૫-૫. **વિદર્ગે**, અવ૦ **તર**, "પસાર કરવું."—૬-૬ **દુશ્-પાય્**, "ખરાબ આધારવાળી"—૭. **મસ્ અર્જતર્** "વધારે કિંમતનાં." ૮. ફા૦ **મીરહ્**, "કુટુંબનો ધણી." વેસ્ટ "સંખ્યામાં વધારે."—૯. ફા૦ **ગુર્**, **ગોલ્**, "બખીલ," "મૂર્ખો," "બેવકુફ માણસ."—૧૦. **ખજાૂશ**, "ડુક્કર," "ભુંડ."—૧૧. **પચ્એતાણ્**, "તેમાંથી જે જણાય તે," અથવા "તેઓ જે ઉત્પન્ન કરે તે" એટલે છાણ, લીંડી ઇત્યાદી.—૧૨. **વાસ્ત્ર**, "ઘાંસ ચારો."—૧૩. એટલે કે, એક ડુક્કરને જે મેંઢાંનાં વાડામાં તે કામ સારૂં રાખવામાં આવ્યું હોય તે ત્યાંનાજ મેંઢાંની લીંડી ખાય છે. અહિં **નફ્શા** શબ્દ એરબીક **નજસ્**, "નજીસ ચીજ"નાં બગડેલાં રૂપે **નજસા**બી લઇ શકાય, અને તેનો તરજુમો એમ થાયઃ "તે ડુક્કર જે નજીસ ચીજો અને મેંઢાંની લીંડીઓ ખાય છે."—૧૪. સરખાવો ફા૦ **અસ્પ-ખૂલ્**, "ઘોડાની લીંડી."—૧૫. નસો ખાવો એ **વંદીદાદ**માં ગુનાહ ભરેલું ગણવામાં આવ્યું છે.—૧૬. સરખાવો ફા૦ **ગરંગ્** "ભેગા થવાની જગા;" એનો અર્થ લશ્કરને માટે ભેગા થવાની જગા પણ થાય છે.—૧૭. **નીશાન્**; વેસ્ટઃ "ભરવાડના કુતરાની હાજરીથી એક ગરમ અથવા થંડી જગામાં મેંઢાં માટેની એકઠાં થવાની જગા જણાઈ આવવા વિષે."

(૧૩) મેંઢાંના રખેવાળોના મોહોલ્લા[૧] વિષે, જ્યાં જ્યારે પસૂશ્—હઊર્વં આવે છે ત્યારે તેને ઓળખવામાં આવે છે; જ્યારે પસૂશ—હઊર્વંને મેંઢાંઓને મેંઢાંઓના વાડામાંથી દૂર રાખવાનાં હોય ત્યારે કેમ થાય; તથા જ્યારે તેઓને તેઓની પાસબાની સારૂ[૨] રખેવાળોના મોહોલ્લામાં હાંકી જવાના હોય ત્યારે કેમ થાય. (૧૪) અને મેંઢાંનો રસ્તો, જે રખેવાળોના મોહોલ્લાથી મેંઢાંનાં ટોળાંની રહેવાની જગ્યા સુધી પુરો પાડવામાં આવ્યો હોય[૩] તેની ઉપર રખેવાળોનાં આવવા વિષે.

(૧૫) એક રખેવાળ વિષે જે પસૂશ્—હઊર્વંનો દરરોજનો ખોરાક[૪] પુરો પાડતો નથી અને તેથી તેની હીલચાલો[૫] બંધ પાડે છે; ભૂખમરાના ચોથા દહાડા પછી પસૂશ્—હઊર્વંને પોતાના ખોરાક[૬] માટે એક મેંઢું મારવું વાજબી છે. (૧૬) ટોળામાંનું એક મેંઢું જે તેની બીમારીને[૭] લીધે હલાલ કરવામાં આવે તે વિષે, તેમાં કસાઇનો, પસૂશ્—હઊર્વંનો, અને કુતરાઓનો ભાગ તથા એક મેંઢાંમાંથી કેટલા ટુકડા કરવા જોઈએ તે વિષે. (૧૭) તેઓની હીલચાલની[૮] અને તેઓ માટેના હલકા[૯] ભારની[૯] હદ વિષે. (૧૮) એક રખેવાળના ગુનાહ વિષે જે ગુનાહ પસૂશ્—હઊર્વં પાસે લેવામાં આવતાં કામ અને તેને મળતા બદલાનાં ગેરવાજબીપણાંથી થાય છે; તેની રખેવાળી દરમ્યાન મેંઢાંને ખોટી રીતે રાખવાથી, અને તેઓને કામનો કંટાળો આપવાથી પસૂશ—હઊર્વંની સજા; તેમાંથી થતી શિક્ષા, અને તેમાં હોતું નુકસાનીનું કામ, અને તેનાં બદલાની નાલાયકી; અને રખેવાળ તથા પસૂશ—હઊર્વં વચ્ચેના વાંધાને લગતા ચુકાદાઓ.

(૧૯) મેંઢાંને શાંતિથી[૧૦] પોતાની સત્તામાં રાખવાની પસૂશ્—હઊર્વંને આપેલી રખેવાળની શિખામણ વિષે; તેનાં (એટલે રખેવાળના) ગાયન જ્યારે પસૂશ્—હઊર્વં સાંભળે ત્યારે તે મોઢેની રીતે આપેલી શિખામણ કહેવાય; અને જ્યારે કુતરો ગાયન સાંભળે નહિ, ત્યારે તેને મારવાથી બી તે સંભળાવવું; અને શિક્ષણ[૧૧] આપવા માટે મારવાની હદ[૧૧]. (૨૦) બચ્ચાં[૧૨] પેદા કરવાના વખતે કામે લાગવાથી[૧૨] પસૂશ-હઊર્વંનું થતું સગપણ. (૨૧) ગાહામ્બારો ઉજવવા વિષે; અને બીજાં સવાબનાં કામો જે ફરજ્યાત છે.

---

૧. **વીસ્**, સરખાવો અવ૦ **વીસ્ય્**.—૨. **પાહ્રીજ્**, એટલે કે, જો કોઈ મેંઢું માંદું હોય તો તેની જતન લેવા સારૂ.—૩. વેસ્ટઃ (મેંઢાંઓ સારૂ) પુરો પાડેલો હોય.—૪. સરખાવો ફા૦ **રોજી**, "દરરોજનો ખોરાક."—૫. **અશ્ રબિશ્નીહ્** · વેસ્ટઃ **ખયા રબિશ્નીહ્**, "જીંદગીનું ખતમ થવું."—૬. વાંચણઃ **પિશ્ન**, અવ૦ **પિથ્વ**, પિતુ, "ખોરાક." —૭. **આજારીહા**, સરખાવે ફા૦ **આજાર્**, "બીમારી," "દરદ."—૮. એટલે કે કેટલી હદમાં મેંઢાંનાં ટોળાંએ ફરવું જોઇએ.—૯-૯. **બાર્ ઈ આસાન્**. એટલે કે વખતો વખત જે ઊન મેંઢાંના ડીલપરથી કાતરવામાં આવે તેનો હલકો ભાર. વેસ્ટઃ **અપશાન્ બાર્ વ ખસાન્**, "અને તેઓનું હમેલદારપણું, તથા બુઢાપો."—૧૦. વાંચણ, **આશ્તીહા**; વેસ્ટઃ **આયાદીહા**- "યાદ આપનાર."—૧૧-૧૧. **સામાન્ ઈ જક્* હાંગીગ્ જદમ્**; "વેસ્ટઃ તે શિક્ષકનું સાંધન એક ફટકો હોય છે."—૧૨-૧૨. **રોજગાર્ ઈ જીમાનગ્**, સરખાવોફા૦ **રોજગાર્** વેસ્ટઃ "દસ્તાનને લગતી તલપ પુરી પાડવાના વખતે તેની રોકાણ વિષે."

# બાબ ૨૩ મો, દૂબાસ્રૂજિદ નસ્ક.

(૧) બીજા પાંત્રીસ વિભાગોમાંનો પહેલો **સ્તઑરિસ્તાન**[1] નામનો છે, જે ઢોરો જે ભારબરદારી જનાવરો હોય તેઓને ગેરકાયદેસર મારવાથી અને જખમી કરવાથી થતા રવાંનને લગતા ગુનાહો વિષેનું પુસ્તક છે; તે કામ માટેની પતેત તથા પોતાનાં ઢોરોને આપવો પડતો દંડ;[2] અને તે કે જ્યારે તે એક ભારબદારી જનાવર હોય; અને તે કે જે, તેની જીંદગી દરમ્યાન, એક નાનું ઢોર હોય. (૨) તે કે જ્યારે કોઈ તેઓને નસપર[3] મારે, તે કે જ્યારે કોઇ તેઓને બાજુપર[4] મારે; તે કે જ્યારે કોઈ તેઓને આગળથી મારે; અને તે કે જ્યારે તેઓની બાજુપર એવો માર પડ્યો હોય કે તે માર[5] પુરેપુરો[5] યા પ્રાણઘાતક નીવડે. (૩) વળી તેઓના શરીરના બીજા અવયવોપર મારવા વિષે, જે માર આગળના ભાગોપર હોય; જો કે તે માર એવો હોય કે જ્યારે કોઈ એમ મારે ત્યારે બાજુપરના માર મુજબ તે પ્રાણઘાતક નહિં નીવડે. (૪) અને તે કે જ્યારે કોઈ એમ મારે કે તે માર કે જે બાજુપરનો માર હોય તે પુરેપુરો માર થાય;[6] અને તે કે જ્યારે કોઇ મારવાથી ચામડી કાઢી નાંખે;[7] અને તે કે જ્યારે તેથી કોઈ માંસ કાઢી નાંખે; તે કે જ્યારે તે તેને કાપી નાંખે; અને તે કે જ્યારે જખમો[8] અને સાંપનો માર[9] તેનીપર હોય. (૫) તે કે જે પસૂશ્—હરૂવે કુતરાને મૂગો કરી નાંખવા વિષે છે.

(૬) પક્ષીઓના અવયવોપરની ચામડી છોલી નાંખવા વિષે, અને તેઓનાં પીછાં ખેંચી કાઢવા[10] વિષે, જેવું કે જ્યારે તે પુરેપુરો માર હોય, અને જેવું કે જ્યારે તે પુરેપુરો માર નહિ હોય. (૭) માછલાંઓને ગેરકાયદેસર મારવા વિષે, જેથી તેઓનું માંસ ખાવાને માટે નાલાયક થાય છે. (૮) મેંઢાંને સંભાળથી[11] તથા ફાયદાકારક[11] રીતે ફટકાવવાના વિચાર વિષે; જુદીજુદી જાતનાં ફટકાવવાના ચુકાદાઓ વિષે, જે ફાયદાકારક ફટકાવવાના સંબંધમાં યા સંભાળથી મારવાના સંબંધમાં છુટા છુટા વિચારવા જોઈએ; તેજ જાતના ઘણાક ચુકાદા; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૯) કોઇને માટેનો સદરો ચામડાં યા કંતાનનો બનાવવા માટેની તોજેશ વિષે; અને ગોસ જે ચોરેલું યા લૂટેલું હોય તે ભૂંજવા માટે આતશ સળગાવવાનો[12] ગુનાહ.

---

૧. ભારબરદારી જનાવરોને લગતા કાયદાનો સંગ્રહ.—૨. વાંચણઃ **તાવાન્**, સરખાવો ફા૦ **તાવાન્ દાદન્**, "દંડ આપવો" એટલે કે પસ્તાવો કરીને દંડ આપવો.—૩. વાંચણ **જાયાગ્**, (જુઓ **પેહલવી પાજંદ ગ્લોસરી**, **જાયા**, નામ તથા ક્રિયાપદ, પા. ૬). વેસ્ટ **દખ્શક્**, "ડામ."—૪. સરખાવો ફા૦ **પહ્લુ**, "બાજુ."—૫-૫. **હમાગ્-જ્નિશ્નીહ્**, શબ્દાર્થઃ "સઘળો યા આખો માર અથવા નાશ."—૬. **હાવન્દ્ યેહમ્તૂનેદ્**, શબ્દાર્થઃ "બરાબરીમાં પહોંચે."—૭. **રમીતુનેદ્**, "ફેંકી દે."—૮. સરખાવો ફા૦ **ખીમ્**, "જખમ," "પરૂ."—૯. સરખાવો અવ૦ **અશ્ત્રાંમ્મઈરીમ્**, પહલવી **માર્-જન્**, જેનો **માર્વનમાં** અપભ્રંશ થયો છે.—૧૦. અવ૦ **પરેનુ**, **પરેનવો**; ફા૦ **પર્**, "પીછાં." વેસ્ટઃ **પરન-વિશ્નીહ્**.—૧૧-૧૧. **નિગારિશ્નીગ્ વ સૂદગીહ**, વેસ્ટઃ "ખુલ્લી રીતે તથા કંટાળો આપીને."—૧૨. ફરગીદન્, સરખાવો ફા૦ **અફ્રૂખ્તન્**, **અફ્રૂજીદન્**.

(૧૦) જેઓનાં કામ ડહાપણભર્યાં હોય તે સઘળાંના સવાબ વિષે; અને ચુકાદાની[1] પ્રમાણીક લાગણીનો બદલો; જેઓ પુરતી ખબર વગર કામ કરે તે સઘળાંના ગુનાહ વિષે; અને ખરાબ ચુકાદા માટેની સજા; જે કોઇ અશો હોય તેને તેનાં ડહાપણમાં વધારો કરવા દેવું, અને જે કોઈ દુષ્ટ હોય તેનું દુન્યાને લગતું ખરાબ જ્ઞાન ઓછું કરાવવું, એ હમેશાં ભલાઇનું કામ છે.

## બાબ ૨૪ મો, દૂબાસ્રૂજિદ નસ્ક.

(૧-૨) બીજો વિભાગ **અરેજિસ્તાન** નામનો છેઃ જે જાનદાર અને તેમજ જાન વગરની મિલ્કત, તથા નાની ખાવાની ચીજોની, છુટી છુટી કિંમત વિષેનું પુસ્તક છે; તેઓ વિષે હુકમનામું કે ચુકાદો નહિ હોવાથી, તેમાં જ્ઞાનની જરૂર; અને એક અશો માણસપર તથા આતશ-ઇ-બેહરામપર હુમલો કરવા વિષે; **બર્ઑઘોગ—જેદ્** ગુનાહ, અને તેઓની તોજેશની કિંમત.

## બાબ ૨૫ મો, દૂબાસ્રૂજિદ નસ્ક.

(૧) બીજો ત્રીજો વિભાગ **અર્તએશતારિસ્તાન** નામનો છે, જે વરૂને મારવાનાં વાજબીપણાં વિષેનું પુસ્તક છે; વરૂઓમાં બે પગનાં વરૂઓને[2] મારવાનું[3] કામ ચાર પગવાળાં વરૂઓને મારવાના કરતાં વધુ મોટું છે.

(૨) લડવૈયાઓ માટેના રોજના ખોરાકની ચુંટણી વિષે; લડવૈયાઓ માટેનાં ભારબરદારી જનાવરો, તથા કપડાં, સામગ્રી તથા બીજી[4] ભેટો,[4] જે તેઓને આપવી જોઈએ, તેઓની ચુંટણી; વળી દરેકને માટે ઘોડાની, અને હથિયારોની ચુંટણી. (૩) દુશ્મનને મારવા મોકલવા અગાઉ એક ઘોડેસ્વાર[5] શિપાઈને[5] શિખવવા વિષે. (૪) લશ્કરની[6] તથા લડાઈની કતલમાં, દુશ્મન જે નુકસાની કરે, તેમાં પોતાના લશ્કરી અસબાબની સંભાળ[7] લેવાની લડવૈયાઓની ફરજ[7] વિષે. (૫) અને લડાઈ નજદીક હોય ત્યારે લડવૈયાઓના ટોળા અને કુટુંબનાં ગુનેહગારપણાં વિષે; અને જખમ તથા નુકસાન કરવા માટે તોજેશ શું છે; અને તેથી લોકોને કદરૂપાં બનાવવા માટે શું તોજેશ છે; અને તેથી **મર્ગર્જાન** ગુનાહ થાય તો તેની તોજેશ શું છે.

---

૧. **દીનાગ્** નું વાંચણઃ **જિવાગ્**, "જગા" બી થાય.—૨. એટલે કે, તે લડવૈયાઓ જેઓ વરૂની ખાસ્યતના હોય.—૩. **બસ્તન્**, સરખાવો ફા૦ **બસ્તન્**, "હુમલો કરવો," "જખમ કરવો."—૪-૪. વાંચણઃ **અવારી-યાનગીહ્**, **અવારીગ્-યાનગીહ્** ને બદલે; સરખાવો અવ૦ **યાન**, "ભેટ."—૫-૫. **ગબ્રા ઈ અસ્પ** ને બદલે **ગબ્રા અસ્પ** "બીજી રીતે એક માણસના ઘોડાને કેળવવા વિષે."—૬. વાંચણઃ **લશ્કાર્** "લશ્કર," યા **રએશ-ગર્**, "જખમ કરનાર."—૭-૭. **પાહરીજિશ્ન કારીહ્**, પહલવી **કાર્**, "ફરજ."

(૬) લડવૈયાઓ જેઓ બખ્તર પહેરે, અને જેઓ બખ્તર નહિ પહેરે તેઓનો તફાવત જણાવનારી નિશાનીઓ વિષે. (૭) રોજની સામગ્રીઓ, અને હિસ્સો, અને માનના સંબંધમાં લશ્કરપરના સેનાપતિ, અને બીજા અમલદારો, અને તેઓના હાથ નીચે કામ કરનારાઓની પદવીઓ વિષે; અને દરેક અમલદારના બહાદુર શિપાઈઓની સંખ્યા વિષે. (૮) તેનાં શરીર તથા ઘરનાં રક્ષણ માટે એક બહાદુર શિપાઇને આપવાની ભેટો વિષે. (૯) અને જ્યારે શહેનશાહ પોતે લડાઇમાં જાય ત્યારે બહાદુર શિપાઇઓની સંખ્યા વિષે. (૧૦) બે લડવૈયાઓના ગોસ, તથા દુધ, અને રોટલીના રોજીંદા ખોરાકનાં પ્રમાણ વિષે; જે તે ખોરાકમાંથી સારીરીતે ખાવાનો લડવૈયાઓનો સારી[1] ચાલનો[1] દેખાવ છે, તેના વધારાનો સબબ, તથા ખોરાકનાં વજનનો પુરાવો; અને શિપાઈઓને ભારબરદારી જનાવરો, કંતાનનાર[2] તંબુ,[2] અને ઝડપી[3] ઘોડાઓનાં[3] હથિયારો આપવા વિષે. (૧૧) અને ઢોરોના દાકતર માટે દવાનાં[4] કામમાં આવે એવો ઝાડપાલો[4] કાપવા વિષે, અને હથિયારોનો તથા સરંજામનો જથ્થો, અને લશ્કર સાથે જોઇતી બીજી ચીજો. (૧૨) અને લડાઇને દિવસે લડવૈયાઓનાં ખાણું[5] તથા પીણું[5] વિષે, જેવું કે ગોસ, અને જેબી તેઓનો ખોરાક હોય તે; તેવીજ રીતે ઘોડાઓનો ખોરાક.

(૧૩) ઇરાની નહિ હોય તેવો માણુસ જે દોલત લઇ આવે તે વિષે; તેને માટે એમ જાહેર થયલું છે, કે: "હું[6] જેટલી વરૂ માટે, તેટલીજ દોસ્ત માટે તે લાઉં છું.[6]" (૧૪) લડવૈયાઓ જ્યારે ભેગા હોય ત્યારે તેઓ તરફના પ્યારના દેખાવ વિષે; તેઓની એક બીજાને મદદ, સરદારો તરફની તેઓની તાબેદારી; અને તેઓનાં શરીરનું જાણી-બુજીને મોતને શરણ થવું; અને બેહશતમાંના મીનોઈ બદલા વિષે સમજીને **તન્-ઈ-પસીન્** (એટલે ભવિષ્યની શારીરીક હયાતિ)ના સંબંધમાં ખાત્રી ભરેલા થવું.

(૧૫) અને લશ્કરપરના સરદારની ચુંટણી વિષે; તેમજ તેને લડાઇમાં મોકલવાના કાયદા વિષે; અને જે તેઓની હુશયારી હોય તેના સંબંધમાં દરેક શિપાઇની છુટી છુટી લાયકાતની તે સરદારની સમજ. (૧૬) દુશમનનાં લશ્કર સાથ સરખાવતાં પોતાનાં લશ્કરનું બળ તથા લડાયક અસબાબનો અંદાજ કાઢવા વિષે; એટલે કે, તે લશ્કર લડાઇમાં કેમ લડે, અને જ્યારે તે લડાઇથી પરહેજ રહે ત્યારે કેમ થાય. (૧૭) જ્યારે દૂરના કિલ્લા તરફથી નજદીકમાં ભય હોય, યા નજદીકના કિલ્લાને દૂરથી ભય હોય, ત્યારે જે લડવૈયાઓને પોતાની સલામતી યા છુટકારા માટે પોતાની કિમતી મિલ્કત છોડી જવી પડે તેઓ વિષે. (૧૮) એક જગા વિષે, જ્યાં, જ્યારે લડવૈયાઓને લડાઇમાં ઉતરવું પડે, અને ઘોડા નહિ મળે, ત્યારે ઘોડાઓના ટોળાંમાંથી થોડાક ઘોડાઓ પકડવા

૧-૧. વાંચણ: વેહ **વીનાગી**, શબ્દાર્થ : "સારૂં જોવું." વેસ્ટ: **નિમાયીનિશન જન્ગાનીનક્**, "રાહબરી કરવા માટે, તથા તકરારો ઉભી કરવા માટે."—૨-૨. વાંચણ: **બૂન્-કનુગીહ**, **બૂનગ્ કનુગીહ્** ને બદલે; સરખાવો પહલવી **બૂનગ્**, "રહેઠાણ," "તંબુ," અને ફા૰ **કનુ** "શણ." વેસ્ટ: **બૂન્ કોકીહ્**, "અસલ ગામનો".—૩-૩. સરખાવો ફા૰ **ફર્સ** "ઘોડી," "ઘોડો," અને **તક્**, "ઝડપી." વેસ્ટનું વાંચણ: **ફિરિસ્તગ્**, "લશ્કરમાં મોકળેલો."—૪-૪. સરખાવો ફા૰ **નશગ્**, "ઝાડપાલો."—૫-૫. **વશતમૂન્તન્**, "ખાણું તથા પીણું."—૬-૬. વેસ્ટ: "હું પણ, વરૂનેબી મદદ કરૂં છું."

વાજબી છે. (૧૯) પહેરેગીરની સારી ખબર[1] વિષે; જે જાતની ખબર લશ્કરને તથા સરદારને આપવામાં આવી હોય, તેનાથી એમ જણાય કે ઠીક થયું કે દુશ્મન મરી ગયો છે, યા નાસી ગયો છે.

(૨૦) એક દેખાવ વિષે જેથી તેઓ દુશ્મનમાં ગભરાટ તથા ભય પેદા કરે. (૨૧) પેગામ્બચીઓ મારફતે પણ, લડાઇ થવા અગાઉ લશ્કરના સરદારની ઇરાની નહિ હોય તેઓ સાથની તકરાર વિષે; અને તેઓને શહેનશાહને તથા ખુદાની દીનને શરણે આવવા બોલાવવાનો વાદવિવાદ કરવા વિષે. (૨૨) શિપાઇઓને આપવાની શિખામણ વિષે, અને લડાઇમાં યોજનામાંના તેના ભાગ તરીકે દરેક શિપાઇને તેની ખાસ ફરજની જાહેરાત; અને મહેનતુ માણસોના બદલાની શિપાઇઓને ખુશ ખબર[2]; **મર્ગર્જાન** ગુનાહનો સબબ શિપાઇઓને કહેવા અને જણાવવા વિષે; ઇરાની નહિ હોય તે લોકોને મારવાનું વાજબીપણું; જ્યારે તેઓ તાબે થવાનું કબુલ નહિ કરે, ત્યારે તેઓને મારવાનું ખુદાનું ફરમાન; તેઓને મારવા માટે દીન તરફથી જે ઉચ્ચું ઇનામ તથા બદલો જાહેર થયલાં છે તે દેખાડવા[3] વિષે; અને ઇરાનના કાયદેસર ચુકાદાઓ. (૨૩) અને લડાઇને દહાડે પજવવાના[4] શબ્દો[4] નહિ ઉચ્ચારવા વિષે, અને શિપાઇઓમાં[5] ભય ઉત્પન્ન થાય[5] એવી કોઇબી ખબર શિપાઇઓ વચ્ચે નહિ ઉચ્ચારવા વિષે, શિવાય કે તે ખબર કે જે ખુશ કરનારી હોય, જે દીલને ખુશાલી આપનારી હોય, અને જે તેઓનું જોર વધારનારી હોય. (૨૪) અને **યજિશ્નની** ક્રિયા વિષે જે લડાઇને દહાડે, અને યુદ્ધનાં માઠાં[6] પરિણામ[6] સારૂં કરવી પડે; અને તે **યજિશ્ન**ની ક્રિયા સારૂં **બરેસ્મનું** ઝાડ; અને નક્કી[7] કરેલી નિશાનીમાં પહેલો તીર મારતાં,[7] લડાઇ ચાલતી હોય ત્યારે ભણવાના અવસ્તા; થોડું ઇજેલું પાણી લાવીને બી, લડાઇની જગાથી સર્વેથી નજદીકનું પાણી ઇજવા વિષે; અને લડાઇની શરૂઆત,[8] એટલે કે, ક્યાં હથિયારો તથા સરંજામથી તેઓ પહેલાં તથા લડાઇની શરૂઆતથી છેવટ સુધી લડે.

(૨૫–૨૭) લડતા શિપાઇઓ માટે જેઓ હથિયારો[9] રાખે તેઓનાં પ્રમાણ યા સંખ્યા વિષે, અને જેઓ લડનારા પાસેથી, ઇરાની નહિ હોય એવા લોકોપરની ફત્તેહ પછી, ઇરાની નહિ હોય તેઓના જામીન તથા કેદીઓ, લઈ લે તેઓની સંખ્યા વિષે અને તેઓના[10] હથિયારો તથા સરંજામ પાસેથી થોડે થોડે તફાવતના અંતરે તેઓનું

---

૧. વાંચણુઃ **નિશાક્**, "ખાંડ," યા **વશાક્**, "સારી ખબર."—૨. **નીવેગીનીદન્**, અવ૦ **નિ-વિદ્**, "બોલાવવું."—૩. વેસ્ટઃ **વ માનાક્**, "અને તેવોજ મોટો બદલો."—૪—૪. **મિલયા ઈ બીશીદારીહ્**, શબ્દાર્થઃ "બીજાની લાગણી દુઃખાવે એવા શબ્દો." ૫—૫. **મૂન્ સ્પાહ્ નહાર્ યેહબૂનેદ્**, સરખાવો ફા૦ **નકારીદન્**, "બીહવું," "કોહી જવું." —૬-૬. **દૂશ્-કુનિશ્ન**, શબ્દાર્થઃ "દુષ્ટ કામ."—૭-૭. **જક્ ઈ ફ્રતૂમ્ તીર્ બએન્ શદીતૂન્તન્ નીશાન્ દાશ્ત્.** વેસ્ટનું વાંચણુઃ **નીશાન્ વેહ્ દાત્**, તેનો તરજુમોઃ "જે નિશાની તરફ તે મારવામાં આવ્યો હોય ત્યાં જે પહેલો તીર બરાબર વીંધે તે."—૮. **પતિસાર**, શબ્દાર્થઃ "એક ચીજના બન્ને છેડાએ."—૯. સરખાવો અવ૦ **જય.**—૧૦. "ઇરાની નહિ હોય તે લોકોના."

પાછા ફરવું; અને જખમી થયલા તથા નબળા[1] શિપાઇઓ માટે ઉપાય લઈ આવવું; અને હથિયારો તથા સરંજામ અનામત મૂકવો, અને ગરમ[2] પાણીથી નાહવું,[2] અને શરીરને આરામ આપવો, અને આભારની[3] ભેટ અર્પણ કરવી;[3] અને ગુનેહગારોનું લોહી રેડવું,[4] તથા જખમી અને બીમાર લોકો માટે ઉપાયો લાવવા; અને હથિયાર તથા દારૂગોળો હથિયારખાનાંમાં મૂકવો; અને જામીનોને તેઓનાં લોકોમાં પાછા લઇ જવા પછી તેઓના હિસ્સાની વહેંચણી; અને તેજ બાબતપર જે બીજી કેટલીક ચીજો છે તે.

---

## બાબ ૨૬ મો, દૂબાસૂજિદ નસ્ક.

(૧) ચોથો વિભાગ પરચુરણ બાબતોનો છે, એક ગરમ પાણીની અંઘોળ વિષે; તે કઈ જાતનાં ઘરમાં લેવાય, અને આતશની જ્યાં સંભાળ લેવામાં આવે તે જગ્યા, અને તેને ત્યાં લઇ જવાથી મળતો બચાવ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨) અને જમીનની શક્તિ વિષે, તેને સુક્કી[5] બનાવવી જોઈએ, અને આતશના સંબંધમાં પણ તેજ મુજબ કરવું જોઈએ.[6] (૩) ખોરાક અને બીજી[7] ચીજો[7] જે આતશવડે તૈયાર કરવામાં આવે છે તે વિષે અને આતશની સંભાળ જેબી તેજ મુજબ થવી જોઇએ. (૪) તે આતશ વિષે જેને રસ્તાપરથી વિખેરવાથી, અને શરીરમાંથી નીકળતી ખરાબીઓથી, તથા નસાથી દૂર રાખવો જોઇએ; અને તેઓથી તેને થતું નુકસાન તથા ઇજા; એક ખરાબ દીનવાળા સખ્શને, યા એક સગીરને અપાવાથી આતશની જાળવણી; વહેતી નદીથી[8] આતશનો તફાવત; આતશને વિખેરવાનાં કામ માટેની તોજેશ; અને આતશને લગતા બીજા ગુનાહો; આતશનો ઉનાળામાં, અને વળી શિયાળામાં, ખોરાક, તથા જરૂરીયાતોનું પ્રમાણ.

(૫) એક ઘોડાને ખુંટાએ[9] બાંધવા[9] :વિષે; એટલે કે પાણીમાં યા ધુળમાં હોય ત્યારે કેમ થાય; અને જ્યારે તે શરીરમાંથી નીકળતી ખરાબી, જે વળી ઘણી નજીસ

---

૧. સરખાવો ફા૦ **સિતિહ્**, "નબળા," યા **સુતુહ્**, "દુઃખી," વેસ્ટઃ **અસતગાન્ વ સતગાન્**, "નહિ થાકેલા તથા થાકેલા."—૨-૨. સરખાવો ફા૦ **ગર્માબહ્**, "ગરમ પાણીની અંઘોળ."—૩-૩. **કર્દ સેપાસાન્ મિજ્દ યેહબૂન્તન્.** વેસ્ટનું વાંચણઃ **વ તનૂ આસાનીનીદન્ કર્દૂ સજ઼ાયિશ્નૂ મોજ્દ્ યેહબન્તન્**, "અને શરીરના જે ભાગપર લાગું હોય તેને આરામ થવાથી સવાબનો બદલો આપવામાં આવે છે."—૪. સરખાવો ફા૦ **પજ્દૂ** "લોહી," તે ઉપરથી **પજ્દીનીદન્**, "લોહી રેડવું," વેસ્ટઃ **ફિજ્દગીનીદન્**, "ગુનેહગારોની ઝડતી લેવી."—૫. વાંચણઃ **અ-સિપ્**, "ભિનાસ યા વહેતાં પાણી વગરની," સરખાવો ફા૦ **સીપ્**.—૬. એટલે કે, ગરમ પાણીની અંઘોળ લેવા સારૂં તેને લાયકનું ઘર હોવું જોઇએ, અને તે કામ માટે જમીન તથા આતશની સંભાળ લેવાવી જોઇએ, તથા તેઓને બને તેટલાં ભિનાસથી દૂર રાખવાં જોઇએ.—૭-૭. **અવારીગૂ કારૂ**, શબ્દાર્થઃ "બીજી કામની ચીજો."—૮. બીજું વાંચણઃ **ગન્દૂ**, "કોહતી ચીજ," "ગંધ."—૯-૯. **બરા નિશાસ્તન્ ઈ અસ્પ**, "ઘોડાને બાંધવો".

હોય, તેમાં હોય ત્યારે કેમ થાય; અને જ્યારે તે શરીરમાંની ખરાબી યા નસો પણ હોય ત્યારે કેમ થઇ શકે. (૬) માણસ, આતશ, તથા ઢોર સારૂં ખોરાકનાં માપ વિષે. (૭) પરોણાને[1] આવકાર આપવા વિષે, સખાવતની વખાણ અને સખી લોકોની મ્હોટાઇ, અને કંજુસાઇનો તિરસ્કાર, અને બખીલ[2] લોકોનું દુઃખ.[2]

(૮) માજ્દયસ્નોનાં ઘરમાં સદરો પહેરવાની રસમ વિષે, એટલે સુધી કે, દરેકના છુટા છુટા બચાવ[3] તથા સંભાળ માટે તેઓ ત્રણ આંટાવાળી કૂસ્તી પહેરેછે;[3] જે સદરો તથા કૂસ્તી બદલો મેળવનારાં, તથા દરેકને શણગારનારાં છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૯) અને માજ્દયસ્નો તરફથી કુટુંબના[4] વડાની[4] નેમણુક કરવા[5] વિષે; અને તેથી કુટુંબી વડાની ફરજો; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૦) અને ઉનાળામાં શિયાળામાટે ખોરાકનો જથ્થો ભરી રાખવા વિષે. (૧૧) એક અનાજનાં ખેતરની કાપણી કરવા વિષે; પહેલી કાપણી વખતે અવસ્તા ભણવા જોઇએ; અને કપાયલાં અનાજમાંની પહેલી મુઠ્ઠીભર[6] અનાજ દાદાર અહુરમજ્દની ખરનુમન[7] સાથે ઇજવું જોઇએ. (૧૨) અને વળી તેઓની હાજતો ટાળવા[8] માટે ભલી દીનવાળાઓનું નિકટ જોડાણ; અને પોતાની દીનને હાનિકારક નહિ હોય તેવી બાબતોમાં તેઓનું ખરાબ દીનવાળાઓ સાથનું જોડાણ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૩) અને ઝાડ તથા ઢોરની ઉત્પન્નના સંબંધમાં એક માણસની ફરજ વિષે; પહેલી, સારી[9] જાતનો[9] ખોરાક ખાવાની ફરજ; બીજી, હદમાં રહીને ખાવાની અને હદબહાર ખાવાથી પરહેજ રહેવાની.

(૧૪) અને જે લોકો ઉમરાવ વર્ગના હોય તેઓની, તથા જે[10] લોકો આમ વર્ગના હોય[10] તેઓની મિલ્કતો વિષે; આમ વર્ગના તાબામાંની મિલ્કતો ઉમરાવ લોકોના હાથમાં કઇ રીતે આવે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૫) અને ભારબરદારી જનાવરોનાં, બળદોનાં, તથા મેંઢાંનાં, માણસજાતમાંનાંબી એક સરખાપણાં[11] વિષે; એટલે કે, સાધારણ રીતે[12] બોલતાં, દરેક જાતનાં કેટલાં જનાવરોમાં તે મળે

---

૧. મેહમાન્‌ને બદલે મસ્માન્‌, "પરોણો".૨—૨. ખુશતગીહ્ ઈ પિનાન્‌, "કંજુસ લોકોનું દુઃખ."—૩-૩. વદ્-ઇચ્ વન્દ્-ઈ ઈ સે રૂદ્ ઈ પાનગીહ્; બન્દ્‌ને બદલે વન્દ્, અવ૦ બન્દ્, "બાંધવું," રૂદ્ સાથે સરખાવો ફા૦ રૂદ્, "વાજીંત્રની દોરી." શબ્દાર્થઃ "ત્રણ દોરીવાળો કમ્મરનો પટો." અહીં જરથોશ્તી કુસ્તી વિષે ઈશારો છે.—૪-૪. વાંચણઃ કૂદ્-પાન્‌, સરખાવો ફા૦ કોચ્, "કુટુંબ, સ્ત્રી, તથા છોકરાં," અને અવ૦ પાન્‌. વેસ્ટઃ કૂગ્-પાન્‌, "મહોલ્લાનો રક્ષક."—૫. હેત્યૂનોદન્‌, "લાવવું" "મેળવવું."—૬. ફા૦ દસ્તહ્, "મુઠ્ઠી ભરી કાપેલુ અનાજ."—૭. અહુરમજદની ખુશનુદી માટેનાં ભણતર સાથે.—૮. સ્પૂખ્તન્‌, "દાબી દેવું."—૯-૯. અર્ઝાનીગ્, "કિંમતી," "ઉપયોગી," અવ૦ અરેજ, "કિંમત."—૧૦-૧૦ જ.ક્ ઈ. અમરગાનીગ્, શબ્દાર્થઃ "અસંખ્ય લોકોમાંનાં,"-૧૧. વાંચણ "જીવરીહ્, સરખાવો ફા૦ જીવાર, "એક સરખાપણું," "મળતાપણું"—૧૨. અમરગાનીહા, શબ્દાર્થઃ "અસંખ્ય રીતે," એટલે કે, તેઓ માટે સામટું બોલતાં.

છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૬) અને તેજ મુજબ તેજ લખાણમાં[1] બીજા ઘણાક ચુકાદાઓ તથા ખબરો સમાએલી છે.

(૧૭) "અશોઇની આબાદી સર્વથી સરસ ન્યામત છે."

## બાબ ૨૭ મો, હૂસ્પારમ નસ્ક.

(૧) હુસ્પારમ[2] નસ્કના પહેલા ત્રીસ વિભાગોમાંનો એક **અએર્પતિસ્તાન** નામનો છે; તે મોબેદો માટેની પાઠશાળા કયાં સ્થાપવી જોઇએ તેની જગા વિષેનું પુસ્તક છે; એ સ્થાપના એક શરૂઆત[3] કહેવાય; એક મોબેદને બીજે દેશ જવું પડે[4] ત્યારે કેમ થાય; અને જ્યારે તે પોતાનાં ઘરમાંજ રહે ત્યારે કેમ થાય; અને જ્યારે તેને માટે બહાર જવા નહિ બને ત્યારે કેમ થાય; અને વડા દસ્તુરની ચુંટણી, અને સર્વથી વડા દસ્તુરની તથા જે દસ્તુરો વચ્ચે હોય તેઓની, તથા જે હલકી હોય તેઓની લાયકાતનું અશો માણસોનાં ડહાપણની ગણત્રીમાં ધોરણ. (૨) અને દસ્તુરને કાંઈ કામ માટે મોકલવામાં આવ્યો હોય તે વિષે, અને તેને રસ્તામાં ઉપયોગ સારૂં જે કપડાં તથા હથિયારો આપવાં જોઈએ તે.

(૩) તે માણસ કે જે ચેલો હોય અને પોતાના **હેર્બદ** (એટલે ઉસ્તાદ) તરફ માન[5] ધરાવે[5] તેને વિષે; તે **હેર્બદ** કે જેણે તે ચેલાને પવિત્ર[6] લખાણો શીખવવા માટે[6] લેવો જોઇએ; **હેર્બદની મોબેદોને** શીખામણ; અને નસાની રીમની[7] થાય તે વખતે પવિત્ર ભણતરો ભણવા વિષે. (૪) અને જ્યારે એક મોબેદ જેને જીલ્લાના વડાએ તથા જીલ્લાના લોકોએ જ્યાં મોકલ્યો હોય તે જીલ્લામાંથી પાછો આવે ત્યારે જીલ્લાનાં લોકોને શિખવવા તથા શિક્ષણ આપવા જીલ્લામાટે કયા મોબેદને નેમવો જોઇએ તે વિષે. (૫) અને મોબેદોની પાંચ ખાસ્યતો વિષે; ખુદાની વખાણનાં ગીતના છેડા સુધી પવિત્ર ભણતરો ચાલુ કયો મોબેદ પહેલાં ભણે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬) એક નહિ જણાયલી તોખમના[8] મોબેદને પૂછવાની બાબતો વિષે, અને તેજ બાબતની શરૂઆત તથા છેડો. (૭) એક જુદીજ ફ્રગર્દમાં જણાવેલો મોબેદ જે ગુનેહગાર હોય તેની સજા વિષે. (૮) અને બરાબર પસંદ કીધેલા મોબેદ વિષે, જેઓને તેઓ એક જીલ્લામાંથી મોબેદો માટેની પાઠશાળા બનાવવા માટે બીજા જીલ્લામાં લઈ

૧. તેજ નસ્કનાં લખાણમાં.—૨. રવાયતો મુજબ હુસ્પારમ નસ્કમાં ચોસઠ કરદા હતા. પહલવી **નીરંગિસ્તાન્** નામની કેતાબ જે એ નસ્કમાં સમાયલી છે, તે બે જુદાજુદાં પુસ્તકો, જેમાંનું પહેલું **અએર્પતિસ્તાન્** નામનું છે, તેની બનેલી છે, એ સઘળું મેં મારી પહલવી **નીરંગિસ્તાન્** ના દિબાચામાં જણાવેલું છે. (મુંબઈ ૧૯૧૪).—૩. **મૂન્ જર્ફૂનિશ્ન,** શબ્દાર્થઃ "જે જન્મ યા ધર્મના શિક્ષણની શરૂઆત હોય."—૪. શિખવવા, ધર્મનું શિક્ષણ આપવા, તથા બીજા દીનને લગતાં કામો કરવા.—૫-૫. **પવન્ તર્સૂગાસીહ્,** ને બદલે **પવન્ તર્સગાસ્,** "તાબેદારી સાથે," "માન સાથે."—૬-૬. **વાચગ્ ચાશીદન્,** સરખાવો અવ૦ **વચંધૂ.**—૭. **નસાયીહ્,** શબ્દાર્થઃ "નસા સાથની હાલત."—૮. **નીહાન્ જહિશ્ન,** "છુપી તોખમનો."

જાય[1], તે બનાવવી ફાયદાવાળી છે. (૯) જ્ઞાનનાં સાધનો પુરાં પાડવા માટેની, મોબેદોની, એક કરતાં બીજાની વધુ, આતુરતા વિષે; અને તે આતુરતાની હદ, જેથી વડાં દસ્તુરપદ માટેની એક ઉપર બીજાની[2] લાયકાતની મ્હોટાઈ હોય છે; અને તેજ બાબ૧પર જેબી વધુ હોય તે.

---

## બાબ ૨૮ મો, હૂસ્પારમ નસ્ક.

(૧) એક વિભાગ **નીરંગિસ્તાન**[3] નામનો છે, જે ભલી મીનોઈ શક્તિઓની **યજિશ્નની** ક્રિયા, જે **ચિન્વત**[4] પુલપરથી પસાર થવા માટે ફરજ્યાત છે[4] તે વિષેનું પુસ્તક છે; **યજિશ્નમાં** જ્યારે **રાસ્પીઓ** મોટી સંખ્યામાં[5] હોય છે, અને જ્યારે **જ઼ઓત** તથા **રાસ્પી** બન્ને ખચીત અવસ્તા ભણે છે ત્યારે વધુ સવાબ મળે છે; એકનું ભણવું બીજાને સાંભળવા માટે છે.[6] (૨) **દ્રઑન**[7] વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩) **યજિશ્નની** ક્રિયા ચાલતી હોય તેજ વખતે દારૂનાં ગ્લાસ[8] પીવાથી પરહેજ રહેવા વિષે. (૪) **યજિશ્નની** ક્રિયામાં અવસ્તા ભણવાના મ્હોટા અવાજની હદ વિષે, અને અવસ્તા ભણતરો જે બે વાર ભણવામાં આવે છે, અને ત્રણ વાર ભણવામાં આવે છે, અને ચાર વાર ભણવામાં આવે છે[9] તે. (૫) **યજિશ્ન** તથા **યજિશ્ન** ની ક્રિયા કરવા વિષે; જેમાં **જ઼ઓત** અને **રાસ્પી તનાપૂહર** સવાબ મેળવે છે[10]. (૬) એક સ્ત્રી જે સગીર હોય તેનાં **જ઼ઓત**—પણાં વિષે. (૭) અહુરમજ઼્દ પરસ્ત દીન જે માણસને શ્રાપ દે[11] તે માણસને લગતા ચુકાદા વિષે.

(૮) જે માણસ **ગાહંબાર** નહિ કરે તેના ગુનાહ વિષે; અને જ્યારે તે **ગાહંબાર** પાળે ત્યારે કેમ થાય. (૯) એક દાહડા અને રાતના પાંચ **ગાહની** હદ

---

૧. મને એવું લાગે છે કે એક આઈર્પતિસ્તાનમાં કેળવણી આપવા માટે સર્વથી સરસ મોબેદોને જુદાજુદા જીલ્લામાંથી ચુટી કાઢવામાં આવતા હોવા જોઈએ.—૨. **અએવગ્ [મન્ તનિદ્;** એ શબ્દોનું વાંચણુ અચોકકસ છે, કારણુ કે અસલ નકલનાં પાનાંપર અહીં ઠીગડું મારેલું છે.—૩. શબ્દાર્થઃ ક્રિયાઓના કાયદાઓનો સંગ્રહ.—૪-૪. **ફ઼ીજ઼્વાનીગ્ ઓલ્ પૂહલ્ વજ઼્લૂનેદ્**, શબ્દાર્થઃ "ફ઼રજ્યાત ક્રિયા કે જેથી એક માણસ પુલ પસાર કરે છે."—૫. **મરીહ્**, યા **મર્**, "સંખ્યા," અવ૦ **મૅરૅ**, "ગણવું" જુઓ **નીરંગિસ્તાન્**, પુસ્તક, ૧લું, બાબ ર્જો.—૬. **યજીશ્નની** ક્રિયામાં કેટલાક અવસ્તા ફકરાઓ તેઓ ભેગા ભણે છે.—૭. ઈજ઼ેલા દરૂન: જુઓ **નીરંગિસ્તાન્**, બાબ ૮મો.—૮. વાંચણુઃ **માદ-દાન્** યા **મયેઈન્દાન્**, સરખાવો અવ૦ **મધુ**, "દારૂ." જુઓ **નીરંગિસ્તાન્**, બાબ ૯મો.—૯. સરખાવો અવ૦ **બિશામ્રૂત**, **થ્રિશામ્રૂત**, અને **ચથ્રુશામ્રૂત**, (જુઓ વંદીદાદ, ફ્ર. ૯ મી, ફ઼. ૪૯).—૧૦. જુઓ **નીરંગિસ્તાન્**, બાબ ૧૫મો.—૧૧. **લખ્વાર સ્તાયીદ્ નીરંગિસ્તાન્**, પુસ્તક ર્જું, બાબ ૧લો.

વિષે; અને તેજ[1] **ગાહ**[1]ની ક્રિયાઓ.[2] (૧૦) કોઇની પોતાની ચીજો જે એક **ગાહંબાર**માં વાજબી[3] રીતે અર્પણ કરી શકાય તેની જાતો વિષે, અને સવાબનાં બીજાં કામો.

(**૧૧**) એક મેંઢાં પરથી આપવાનાં ગોસની ભેટના[4] જથ્થા વિષે; કાયદા મુજબ[5] જે મેંઢાંને અર્પણ કરવાનું[6] હોય તેને વિષેની સંભાળ, તથા વિચાર, તે ચેપી રોગથી[7] કે બીજી ખામીથી મોકળું હોવું જોઈએ, જેમકે, બિમારી વગરનું અને કોઇબી[8] દુઃખ વગરનું[8], અને પીડાકારક જનાવરોના કોઈબી હુમલાની નિશાની વગરનું[9] હોવું જોઈએ; **અને તેને** કતલ કરવાની[10] ક્રિયા; અને તેને કતલ કરનાર, તથા તૈયાર કરનાર, તથા લઇ જનાર અને તેને ચાખનાર,[11] અને આપનારની ચુંટણી. (૧૨) અને કતલ કરવાનો સબબ; તથા તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૩) એક ક્રિયામાં **જ્યોત** તથા **રાસ્પી**ની જગા તથા ફરજ વિષે. (૧૪) સર્વેથી સરસ ક્રિયા વિષે; એક અશો માણસ જે અશો લોકોનાં ડહાપણનો શિખવનાર તથા શોધી કાઢનાર હોય તેને આપવાની ભેટ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[12] (૧૫) **સુદ્રહ** તથા **કૂસ્તી** વિષે, એટલે કે, તેઓને શામાંથી બનાવવાં જોઇએ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[13] (૧૬) અને **બરેસ્મ**ને એકઠી કરવા તથા બાંધવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[14] (૧૭) એક ક્રિયામાં વાપરવાનાં બળતણના જથ્થા વિષે; અને તેને લાવવાની રીત, ઘરના આતશ સારૂં, **આદરાન**ના આતશ સારૂં, અને **બેહરાંમ**ના આતશ સારૂં. (૧૮) એક ક્રિયા વિષે, જે મોટી દોલતનાં સંબંધમાં, જે મધ્યમ દોલતના સંબંધમાં, અને જે નાની દોલતના સંબંધમાં કરવામાં આવે; અને દોલતની ગેરહાજરીના સંબંધમાં ચુકાદો. (૧૯) જે કાંઈ મળ્યું હોય તેને માટે ભલી મીનોઈ શક્તિઓને[15] હમેશ આરાધવા[16] વિષે, અને કોઇબી રીતે તેઓ તરફ બેદરકાર રહેવું નહિ. (૨૦) તે બાબત વિષે, જ્યાં માણસો ભલી મીનોઈ શક્તિઓને ધ્યાનથી[17] અથવા વળી ધ્યાન વગરબી આરાધે; એટલે કે, ધ્યાનથી આરાધે તે

---

૧-૧. **હમૂ-ગાસીહા**; જુઓ પુસ્તક ૨જું, બાબ ૯-૯મો.—૨. એટલે કે, દરેક ગાહમાં કરવાની ખાસ ક્રિયાઓ. એક દહાડાને પાંચ ગાહમાં વહેંચેલો છે; પહેલી ગાહ સુરજ ઉગે ત્યારથી બપોર સુધી, બીજી બપોરે ૧૨થી ૩ સુધી, ત્રીજી ૩ વાગાથી તે સાંજે સુરજ આથમે ત્યાં સુધી, ચોથી તે વખતથી રાતે ૧૨ સુધી, પાંચમી રાતે ૧૨થી સવારે સુરજ ઉગે ત્યાં સુધી.—૩. **દસ્તોબરીહા**, "કાયદા મુજબ."—૪. **જ્યોહર**, અવ૦ **જ્યોથ્ર**, "દુધ યા ગોસની ભેટ."—૫. **પવનૂ-ઇશ્ચ દાત**, શબ્દાર્થઃ "વળી કાયદા મુજબ"—૬. **ઇ બશ્નેનૂ કર્દનૂ**, અથવા "જેને કતલ કરવાનું હોય."—૭. વાચણઃ **પત્-વિશગ્**; સરખાવો અવ૦ **પઇતિ**, "સાથે," અને **વિષ** યા **વિસ**, "ઝેર."—૮-૮. વાંચણઃ **અ-હિચ્-જારીહ**, સરખાવો અવ૦ **જર**, "કોહવું," ફા૦ **જારીહ**. "દુઃખ."—૯. **અ-જુસ્તગીહ**, સરખાવો ફા૦ **જસ્તન**.—૧૦. **કર્દન**, "નાશ કરવું," યા "મારવું."—૧૧. **વશતમૂન્તાર**, "ખાનાર."—૧૨. જુઓ **નીરંગિસ્તાન**, પુસ્તક ૩જું, બાબ ૧-૬મો.—૧૩. પુસ્તક ૩જું, બાબ ૭-૧૫મો.—૧૪. પુસ્તક ૩જું, બાબ ૧૭-૧૮મો.—૧૫. **યજ્-દાનૂ**. એ બહુવચનરૂપ શબ્દ ખુદા માટે પણ વારેઘડીએ વપરાય છે.—૧૬. યા આભાર માનવા વિષે.—૧૭. **વીનાગીહા**.

માણસ કયો, અને ધ્યાન વગરનો કયો; ભલી મીનોઈ શક્તિઓને ધ્યાનથી આરાધવાની શિખામણ. (૨૧) જેઓ[1] કોઇ એક ક્રિયા કરે[1] તેની **શરીર** તથા કપડાંની પવિત્રાઇ વિષે; તે ગુનાહથી દુર હોવાને લીધે, તેનાં મનની શાંતિ; અને પવિત્ર આલાતોને ધોવા વિષે; અને ક્રિયાઓ કરવા માટે એક જગાનો ઉજાસ[2] તથા ચોખ્ખાઇ; તેનો એક જગા જે રીમની તથા ગંધ સારૂં જાણીતી હોય તેનાં પ્રમાણમાં તફાવત; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૨) પાણીની ક્રિયાઓ અને તેઓનાં નામો વિષે; દવાદારૂ સારૂ દીજેલું પાણી અથવા જોર; બહેશ્તનો ચળકાટ; પાણીની ભલી શકિતઓની ઉદાર ભેટોનું સંપાદન કરવું; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૩) સારી શરૂઆત અને સારાં પરિણામ માટે કાયદા મુજબનાં ભલાં કામોની ક્રિયાઓ કરવા વિષે; અને તેજ બાબતપર બીજી ઘણીક વિગતો છે તે. (૨૪) જે કાંઈ વાજબી અને ગેરવાજબી, તથા સારૂં અને નઠારૂં છે તેને લગતી **યજિશ્ન**ની ક્રિયાઓ વિષે.

(૨૫) દીનની વીગતો અને ક્રિયાઓથી જણાતા **જરથુસ્ત્ર**, **હુવોવ**[3], અને **વિશ્તાસ્પ**ના વંશ, અને તેની ખાસ્યત વિષે.

## બાબ ૨૯ મો, હૂસ્પારમ્ નસ્ક.

(૧) એક ભાગ **ગઓહરીગિસ્તાન** નામનો છે, જે કુદરતી[4] મ્હોટાઈ[4] વિષેનું પુસ્તક છે, અને જે મ્હોટાઈ જબરદસ્તીની નહિ, પણ જે પસંદ થયલી ખાસ્યતોની[5] કાયદા મુજબની મ્હોટાઈ છે; જે દુન્યાની સખ્તાઈથી ભરેલી[6] નહિ, પણ જે દરેક માણસને આબાદ[7] બનાવવાનાં કામ કરીને[7] ભલી જીંદગી ગુજારવાની ઈચ્છા ધરાવે છે; મ્હોટાઈનો બહોળો[8] વિસ્તાર,[8] અને તેથી થતા ફાયદાની હદ. (૨-૩) ઉંચી ખાસ્યતો ધરાવતા એક ધનવાન માણસની ઉંચી[9] મ્હોટાઈ વિષે; ગરીબ ખાસ્યત સાથે ધનવાન હોય તેની, અને ગરીબ ખાસ્યત સાથે ગરીબ હોય તેની મ્હોટાઈ; અને ગરીબી તથા ધનવાનપણાંની હદ; એટલે કે કોણુની પાસે ઘણા[10] પૈસા[10] ધરાવવા સાથે મ્હોટાઈ અગત્યની નથી; કોણુને તેની અગત્ય છે; કોણુની પાસે ઘણા પૈસા વગર તેની કિંમત નથી; ઘણાં ધનને લીધે જે અજ્ઞાન હોય તેના સંબંધમાં પણ તેમજ છે; એટલે કે, કોણુની સાથે

---

૧-૧.—યા, આરાધના કરનાર, અથવા પૂંજનારની.—૨. વેસ્ટઃ **બૂલન્દાનીહ્** ને બદલે **વુલન્દાનીહ્**, "ઉંચું."—૩. **જામાસ્પ** તથા **ફ્રશઓસ્ત્ર**નો વંશજ.—૪-૪. **ગઓહરીગ્ અવરોગાનીહ્** અથવા **અવર્ગાનીહ્**; **ગઓહરીગ્**નો અર્થ ઘણોખરો "કુદરતી" થાય છે.—૫. સરખાવો ફા૦ **ચૂની**, "ગુણ," "ખાસ્યત."—૬. ફા૦ **હંબાર્દહ્** (**અંબાર્દન્**) "ભરેલું," "ભરપુર."—૭-૭. **ફ્રાખુઈનીદારીહ્**, "આબાદ બનાવવાનું કામ."—૮.-૮. વાંચણ **સ્તુબર્-ગાસીહ્**, સરખાવો ફા૦ સ્તૂબર, "કદમાં મોટું." વેસ્ટઃ**દસ્તોબરીહાઈહ્** "સત્તા આપવી તે."—૯. સરખાવો અવ૦ **નિઉરજ્દ**, "હલકું;" "ઉંચાં," "સરસ" **થી ઉલટું**; અને **ઉરજ્દ**, "અ-સ્વચ્છતા," "ધૂળ."—૧૦-૧૦. **ફ્રેહ્-અર્જ**, શબ્દાર્થ, "ઘણી કિંમત યા દામ."

એટલી સારી છે, નહિ કે જે ખરેખર ગુનાહમાં ડુબેલો હોય તેની સાથે; અને મ્હોટાઈ આદમજાતની જીંદગીને આગળ વધારે છે, અને કુદરતી સરદારીનું[1] પ્રમાણ થઈ પડે છે.

(૪) જે કોઈ પોતાની નહિ હોય તેવી મિલ્કતને વેચે છે, અને જે કોઈ તેને ખરીદે છે તેઓ વિષે. (૫) એક મેંઢું જેને ઘરમાં[2] કેદ કરેલું[2] હોય, અને એક કે જેને ઘરમાં કેદ નહિ કરેલું હોય તેને વેચવા વિષે. (૬) જુદી જુદી ચીજોના નમુનાઓને લગતી જાતજાતની સાવચેતીઓ વિષે. (૭) ભારબરદાર જનાવરો, અને મેંઢાંઓ, અને ગુલામો, અને નોકરો, અને બીજી મિલ્કત વિષે, જેની જાતોની ખાસ્યતો જુદીજુદી જાતની ખાસ્યતપરથી શોધી કઢાય છે. (૮) મોઢેના બોલથી એક ચીજ વેચવાના ગુનાહની પતેત કરવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૮અ) તે ગુનાહ કે જે ભારબરદારી જનાવરોના સંબંધમાં જણાયલો છે, જ્યારે તેઓને ખામીઓ સાથે વેચવાનું[3] ખુલ્લું સાટું કરવામાં આવે છે; અને તે કે જે ખામીવાળાં ભારબરદારી જનાવરોને વેચવા માટે હમેશાં જણાયલો છે.

(૯) અને એક ઘર કે જેમાં એક માણસ યા કુતરો ઉડતા રોગથી મરી જાય તે વિષે, અને તે રોગને લીધે જે કપડાં તે માણસે પહેર્યાં હોય તે વિષે; એટલે કે, તેઓને તેવી અપવિત્ર હાલતમાં વેચવા માટે જ્યારે ત્રણ વરસનાં હોય ત્યારે તે[4] કેવાં હોય છે, જ્યારે બે વરસનાં હોય ત્યારે કેવાં હોય છે, અને જ્યારે એક વરસનાં હોય ત્યારે કેવા હોય છે, (૧૦) એક ઘર કે જેમાં એક માણસ યા કુતરો માંદો પડેલો પણ મૂએલો ન હોય તે વિષે; તે બિમારીમાં તે માણસે જે કાંઈ કપડાં પહેર્યાં હોય તે જરાબી[5] ખરાબ[5] થવા પછી, એટલે કે, તેઓને તેવી ખરાબ હાલતમાં વેચવા માટે તે જ્યારે બે વરસનાં હોય ત્યારે કેવાં હોય છે, જ્યારે એક વરસનાં હોય ત્યારે કેવાં હોય છે; જ્યારે ૩૦ દહાડા અને રાતનાં હોય ત્યારે કેવાં હોય છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૧) એક ઈરાની ન હોય એવા માણસ સાથે કાંઈ બદલવા[6] વિષે; એટલે કે તેમ જ્યારે કરવા દેવામાં આવે અથવા તે કામ બની શકે તેવું હોય ત્યારે કેમ થાય છે. (૧૨) ત્રણ રાતમાં[7] એક સારી તોખમનું મેંઢું ખરીદવા વિષે; અને તેને ત્રણ રાત પછી હલાલ કરવા વિષે; તેમજ મ્હોટાઇ અને સારી તોખમનાં મેંઢાંને લગતા દીનના બીજા ઘણાક ચુકાદાઓ વિષે.

---

૧. સરખા અવ૦ પઈતિ, "એક સરદાર."—૨—૨. પા-ગીર્-ઈ-માન્, "ઘરમાં કેદ પકડાયલું હોય તે," એટલે કે, કોઇનું મેંઢું જેને પારકાના ઘરમાં જતાં ત્યાં પકડવામાં આવ્યું હોય તે.—૩. ફ્રૂશિશ્નીહ્, ફા૦ ફરૂશીદન્, ફરૂખ્તન્, "વેચવું."—૪. એટલે કે તે ઘર અથવા કપડાં.—૫.-૫. વિશગિચગ્, સરખાવો વશગ્. વેસ્ટઃનીશીવગ્, "વંશ."—૬. સરખાવો ફા૦ ગોહરીદન્, "અદલબદલ કરવું," "બદલી લેવું."—૭ એટલે કે, એક જરતોશ્તી ગુજર પામવા પછીની ત્રણ રાતમાં, તેની ચહારમની ક્રિયા માટે એક મેંઢું હલાલ કરવુ જોઇએ.

# બાબ ૩૦ મો, હુસ્પારમ્ નસ્ક.

(૧) એક વિભાગ પરચુરણ[1] બાબતોનો છે, જે કોઇની પોતાની નહિ હોય એવી ચીજ લેવા વિષે છે, એટલે કે, જ્યારે તે લોકો તેને જોય છે એમ ધારતો નથી, અને તેઓ તેને જોય છે; જ્યારે તેઓ જોય છે એમ તે ધારે, અને તેઓ તેને જોય નહિ; અને જ્યારે તેઓ જોય છે એમ તે ધારે, અને તેઓ ખચીત્ તેને જોય. (૨) એક અશો માણસનાં શિક્ષણ આપવા વિષે;[2] એટલે કે, જ્યારે તે ચેલાનો વાલી તે શિક્ષણ માટે ફરી માંગણી કરે ત્યારે કયાં, શું અને કેમ થાય.[3] (૩) ગરીબોપર જુલમ કરવાના, જુઠ્ઠાઈને વખાણવાના, અને ઠગાઈને પસંદ કરવાના ગુનાહ વિષે. (૪) પરગજુ માણસ કોઇને ભેટ આપે તે ઓછી કરવાનાં અને તેને ફેરવી નાંખવાનાં એક માણસનાં કામ અને હુકમ વિષે. (૫) એક સ્ત્રી જે શાહુઝન્ની[4] પદવી ધરાવતી હોય, જે પોતાના ધણી તરફ તાબેદાર હોય, અને જેણીએ પોતાના ધણીની મિલ્કતમાંથી કાંઇબી મેળવ્યું નહિ હોય તેણીની ઉદારતાની[5] હદ વિષે; અને જ્યારે ધણી આબાદ[6] હોય ત્યારે તે કેમ થાય; જ્યારે મિલ્કત કાયદાસરની[7] હોય ત્યારે તે કેમ થાય; અને જ્યારે તે મિલ્કત કાયદાસરની[7] મિલ્કત કરતાં ઉતરતી હોય ત્યારે કેમ થાય; અને જ્યારે ધન પુષ્કળ હોય ત્યારે કેમ થાય; ધણી તરફની સ્ત્રીની તાબેદારીની હદ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૬) એક કન્યાને પરણાવવા[8] વિષે, અને તેણીને ધણીના ઘરમાં શેઠાણીનો દરજ્જો ધરાવવા માટે, તેણીના માબાપ યા વાલીનાં[9] ઘરમાંથી, ધણીનાં ગામમાં લઈ જવા વિષે; એક સ્ત્રી જ્યારે પોતાના ધણીને તાબેદાર હોય અને તેને સંતોષ આપતી હોય તેણી વિષે; જ્યારે તેણી એમ બોલે કે; "હું તારી સ્ત્રી છું, પણ હું તારી તરફ એક સ્ત્રીની ફરજ બજાવીશ નહિ," ત્યારે તેણીને આપવાની શિખામણ વિષે; એક ધણીનો તેની સ્ત્રી સાથનો કજીયો, અને તેણીને[10] લાયક સજા કરવા વિષે[10].

---

૧. હંમ-દા, "એક સરખી ચીજોને ક્રમવાર ગોઠવવું." "રચવું."—૨. બીજો અર્થ "દીનને લગતું યા અશોઇનું શિક્ષણ આપવા વિષે."—૩. બીજા તબક્કામાં એટલે જ્યારે ચેલો ફરી શીખતો હોય ત્યારે કઈ જાતનું શિક્ષણ આપવું.—૪ એક સ્ત્રી જે સર્વથી સરસ હક્કો ધરાવતી હોય. પાતકશાએ-ગાસ્, "એક સંપૂર્ણ હક્કો ધરાવતી સ્ત્રીની પદવી."—૫. સરખાવો ફા૦ કુશાદેહ્-દસ્ત્, શબ્દાર્થ, "ખુલ્લો હાથ ધરાવવો," "ઉદારતા."—૬. વાંચણ ફ્રાતીગ્, સરખાવો અવ૦ ફ્રાત, ધાતુ ફ્ર-ચિ, "પુરતું એકઠું કરવું." અથવા ફ્રાદગ્, સરખાવો ફ્રાદ, ફ્રાધ્, "કોઈ આગળ વધારે તે." વેસ્ટઃ પલાદીગ્, "મૂર્ખ;" સરખાવો ફા૦ ફલાદ્, "નકામું," "ફાયદા વગરનું,"—૭. દાત—ગાસ્; બીજી રીતે દાતીહા, "કાયદા મુજબ."—૮. સરખાવો અવ૦ વદ્ અથવા વધ્, "પરણવું." બીજી રીતે નાયાઈનીદન્, "લાવવાની ફરજ પાડવી," "લઈ જવું," અવ૦ ધાતુ ની, "દોરવવું," "લઈ જવું"; સરખાવો નયેઈતિ.—૯. સર્દારાન્, "સરદારો."—૧૦—૧૦. પૂહલ્ મદમ્ દેબ્રુનિશ્ન, સરખાવો ફા૦ સજા રસાનીદન્. બીજી રીતે "તેણી પાસે પૈસા લઇ જવા;" સરખાવો પૂલ, "સીક્કા," "પૈસા." વેસ્ટઃ "ચીન્વત પૂલ સુધી લઇ જવું."

(૭) અને એક સ્ત્રીના શરીરપર લોહી હોય, અને જેને ધોઈ નાંખવાની[૧] જરૂર હોય તે વિષે; અને એક સ્ત્રી જેને પાક થવાની જરૂર હોય, તેની સાથે, અને જે ઇરાની નહિ હોય તેની સાથે, અને જે બીજીઓ, કે જેની સાથે આડો વહેવાર ગેરકાયદેસરનો છે તેની સાથે વ્યભિચાર કરનારને થવી જોઇતી સજા; અને એક સ્ત્રી જે ઇરાની નહિ હોય તેવા શખ્સ સાથના આડા વહેવારથી જાતીની ભેળ થયા દે છે તેને માટે; અને એવાંજ કામોને લગતા જે બીજા ગુનાહો તેઓ કરે તે માટેની સજા. (૮) ઇરાની નહિ હોય તેવા લોકો પાસેથી એક સ્ત્રીનો હાથ માંગવા વિષે, એટલે કે, જ્યારે એવી માંગણી કરવા સામે વાંધો ન હોય ત્યારે કેમ કરવું.[૨] (૯) એક સ્ત્રીને માટે સુવાવડના[૩] વખતની ગોઠવણો વિષે; તેણીનું રક્ષણ[૪]; અને તેણીના ધણી સાથે દીકરો મેળવવાની ઇચ્છા. (૧૦) તેણીની[૫] સુવાવડ વખતે પોતાની ઉમરે પુગેલી બ્હેનને યા દીકરીને હાંકી કાઢવાના એક માણસના ગુનાહ વિષે.[૫] (૧૧) અને ત્રણ ચીજો જેથી એક માણસ ગુનેહગાર થાય, અને તેનાં સગાંઓ[૬] નાચાર થઈ જાય,[૬] અને તેનાથી તેઓ[૭] પાસેથી ચીજો લઈ લેવાય નહિ.[૭] (૧૨) જેઓ પોતાની જુલમગાર વર્તણુક માટે કાયદામુજબનો[૮] પસ્તાવો[૮] નહિ કરે તેઓ વિષે.

(૧૩-૧૫) અને પોતાની સ્ત્રી એક બચ્ચાંને જન્મ આપે ત્યારે પવિત્ર દાન અને ભેટો આપીને પોતાના સવાબોનો ખજાનો તૈયાર કરવાની એક માણસની ફરજ વિષે; અને જ્યારે તે માણસ[૯] એક વિદ્વાન હોય[૯] ત્યારે તે કેમ થાય, જ્યારે તે ચેલો હોય ત્યારે કેમ થાય, જ્યારે છોકરો જન્મે ત્યારે કેમ થાય; અને જ્યારે છોકરી જન્મે ત્યારે કેમ થાય; અને તેથી મળતા ફાયદા અને ભલાઈ; અને છોકરા અને છોકરીના જન્મ વખતે તેઓને દીન મુજબ નામ આપવા વિષે; એક બચ્ચાંને દીનના તરીકા મુજબ નામ આપવાનો અને દેવ પરસ્તોનાં[૧૦] નામ નહિ આપવાનો સવાબ.[૧૦]

---

૧. સરખાવો ફા૦ શૂયન્દગી, "ધોવું." એ વાક્યમાં સ્ત્રીની માસીક બિમારી વિષે ઇશારો છે. —૨. બીજો અર્થ: જ્યારે તેણી શાહૂ-જન્, હોય ત્યારે શું કરવું.—૩. બશરદીહ્, "છોકરાપણું," "બચ્ચાંનો જન્મ," વેસ્ટ: DM. મુજબ, બેર્મેન્-રદીહ્, "એક છોકરાનો તાબો."—૪. સરખાવો અવ૦ નિ-પા, "જાળવવું," જહ્‌સ્ નો પેઠે અહીં નિ-પાઈમ્ શબ્દને નામ તરીકે વાપરવામાં આવ્યો છે. વેસ્ટ: વ પએમ્, "અને ધાવતું બાળક."—૫—૫. વેસ્ટ: "એક બ્હેન યા મોટી ઉમરની દીકરી, તેના દીકરાપરનો કબજો છોડી દે તે માટેના એક માણસના ગુનાહ વિષે."—૬—૬. વેસ્ટ: "અને તેઓની મિલ્કતને નુકસાન કરે."—૭—૭. બૂરા લા યન્સેગૂનિશન, શબ્દાર્થ: "જે જરાખી ધરાય નહિ."—૮-૮ "કાયદા મુજબની સજા."—૯.—૯. જક્ ગબ્રા પ્રતુ, શબ્દાર્થ: "તે માણસ ડહાપણ છે," અથવા "તે માણસ ડહાપણવાળો છે"—૧૦.—૧૦. અથવા એ વાકયમાં એમ ઉમેરી શકાય કે: વ વિનાસ્ ઈમિન્ આવાજ્ દહિશ્નીહ્ જક ઈ દએવીયસ્તાન્ શેમ્, શબ્દાર્થ: "અને બુતપરસ્તોનું નામ તેને ફરીથી આપવાથી થતો ગુનાહ," જુઓ વેસ્ટ: પા. ૧૦૧.

*(૧૬) મેંઢાંઓમાં નરોને દાખલ કરવાની ક્રિયા અને રિવાજ વિષે, જેથી તે નરો ખુશ કરનારા થાય; હમેલદાર[1] થયલી નારીઓ[1] અને નારીઓનાં રક્ષણવિષે, અને ઓલાદમાં વ્યસનો અને ખામીઓની ગેરહાજરી વિષે; ભલી શક્તિઓને આરાધવાથી અને તેઓને પવિત્ર ભેટો અર્પણ કરવાથી એક તંદરોસ્ત ઓલાદ પેદા થવા વિષે; અને તેથી પસૂશ-હુઊર્વને[2] મળતા આશિર્વાદ. (૧૭) જ્યારે મેંઢાંની ઓલાદ પેદા થાય ત્યારે તેઓનાં ટોળાંનું રક્ષણ કરનાર વિષે. (૧૮) યજિશ્નની ક્રિયાઓ કરવા અને પવિત્ર ભેટો આપવા વિષે; અને તેજ બાબતથી મેંઢાંને થતો ફાયદો. (૧૯) એક મજદયસ્નોના જીલ્લા વિષે; તે જીલ્લામાં કૂતરાઓને સંભાળ ભર્યો ખોરાક આપીને તેઓની ઓલાદ વધારવા વિષે; અને તેજ બાબતનો સવાબ.

(૨૦) પવિત્ર આતશની ઉપર દેખરેખ રાખવા સારૂં કોઈને જૂઓત થવાનું શિક્ષણ આપવાના પગારની હદ વિષે; અને દીની કામ કરનારાઓના બીજા પગારોની[3] જાહેરાત તથા જામીનગીરી; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૧) એક સગીરનાં કાયદાસુજબનાં વાલીપણાં વિષે; તે બચ્ચું જે બત્તી જેવું છે, અને પિતા જે આતશ જેવો છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૨) એક ખરાબ નજરથી અથવા એક દસ્તાનવાળી સ્ત્રી નજદીક હોવાથી જે બિમારી થાય છે તે વિષે; તેથી જેની નજર ખરાબ હોય અને દસ્તાનવાળાં હોય તેઓ ગુનેહગાર થાય છે. (૨૩) અને બીક ધરાવનારાને લીધે, જેઓ બીકથી ભરેલા હોય તેઓને કઈ જાતનું રક્ષણ આપવું જોઈએ તે વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૪) અને જ્યારે ઘરમાંથી બહાર ઉતરવું પડે[4] ત્યારે આપવાં જોઇતાં રક્ષણ વિષે. (૨૫) એકમેકનાં જોડાણ અને મદદ સારૂં જે કોઇ કાયદા મુજબની ખાધખોરાકી પુરી પાડે તેઓ વિષે. (૨૬) એવી કાયદા મુજબની મદદ કરવા માટેના પગાર વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૭) અને અસંખ્ય લોકો માટેની મિલકતની આવક વિષે, તેમજ જે મિલકત કોઈના સાથીઓ સારૂં હોય તેની આવક વિષે; એટલે કે જ્યારે આવક સત્તાથી લેવામાં આવે ત્યારે કેમ થાય, અને તેમ નહિ હોય ત્યારે કેમ થાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૨૮) મિલકતના ધણીઓને તે પાછી અપાવવાની જડજોની ખાસ મ્હેરબાનીની વિષે; ઈન્સાફી જડજોથી થતા ફાયદા; અને ખોટા ચુકાદાઓ અને ખોટા જડજોથી થતું નુકશાન; તેજ મુજબ એક મિલકતને ખરેખર માંગવાથી, ખરેખર જવાબ આપવાથી, અને સાચ્ચાંને મદદ કરવાથી થતો ફાયદો, અને જુઠી માંગણીથી, તથા જુઠી ઠગાઇથી,[5] તથા જુઠી માંગણી અને જુઠી ઠગાઈને મદદ કરવાથી થતી દુશ્મની અને નુકસાન; દુશ્મનીની ગેરહાજરી, પણ વિલાપ કરતાં[6] દુ:ખી લોકોનું છુપું નુકસાન. (૨૯) રાસ્ત ચુકાદા આપવા અને ખોટા ચુકાદાથી દૂર રહેવા માટે જડજોને શિખામણ વિષે; અને તેઓના ખામી વગરના વાજબી ચુકાદાનો બદલો; અને ખોટા ચુકાદા માટેની સજા; જડજો

૧—૧. વારેશ્નૂ નેકદીહ; સરખાવો અવ૦ વરેશૂ "કોઈ ચીજમાં બી મુકવું:" અને વશ્નિ, અથવા વાવરેશી. નેકદીહ, "સ્ત્રીપણું," અથવા "સ્ત્રીઓ."—
૨. મેંઢાંની પાસબાની કરનાર કુતરો—૩. મિજદોબરીહ સરખાવો ફા૦ મજદૂરીહ, "મજુરી." અવ૦ મીજદ—બર.—૪. જો આગ લાગી હોય તો.—૫. વેરટ: "ખોટી તપાસ કરવી."—૬. ગર્જશ્ન; અવ૦ ગરેજ, "મોટેથી રડવું," "વિલાપ કરવો."

માટે પેલી દુન્યામાં સખ્ત હિસાબ; અને સચ્ચાઈની વખાણ તથા જુઠ્ઠાણાંનો ધિક્કાર; વાજબી ચુકાદો આપવાથી અને ખોટો ચુકાદો આપવાથી દૂર રહેવાથી ફરેશતાઓને મળતો સંતોષ અને દેવોને થતું દુઃખ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૩૦) અને પહેલી પેદાયશ થઈ ત્યારે કઈ જગા અહુરમજદે અનાજ પેદા કરવા નેમી આપી હતી તે વિષે, કે જે અનાજ આદમજાત અને ઢોરોના ખોરાક તથા મદદ માટે કામમાં આવ્યું; અને અનાજની રોપણી **મશ્યે** તથા **મશ્યાનીનાં** શરીરમાંથી થઈ હતી[૧]; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૧) અનાજ રોપવાના અને ઉગાડવાના ધંધા[૨] વિષે; ખેડુતોની ફરજોમાં શું શું સમાયલું છે, ખેતીનાં કામમાં ભાગીદારી,[૩] અને ખેતીના[૪] હિસ્સાની હદ; કિંમતી હિસ્સા પાડવા, અને ઈલાજ વગરના હિસ્સા પાડવા;[૪] ખેતરના ચોકીબાનનો શું ભાગ અને ખેડુતનો કેટલો; અને તેઓની[૫] વચ્ચેના લોકોનો ચુકાદો.[૫] (૩૨) અનાજ, જે રોપ્યું હોય, જે કાપ્યું હોય, જે રાંધ્યું[૬] હોય, તેના બનાવેલા ખોરાક[૭] વિષે, અને બીજી ચીજોનો ખોરાક. (૩૩) એક નાની ચીજના તેનાં લોહીથી થતા વધારા વિષે. (૩૪) જમીનની માલેકીની જાતો વિષે અને બીજી ચીજો જે ઉત્તમ હોય તે વિષે. (૩૫) જે કોઈ સત્તા વગર ખેતી સારૂ પાણી લાવીને પોતાની જમીન ખેડે, પણ વગર બીક અને જોરાવર લડાઈથી તેને માટે તકરાર કરતો નથી તેને જોનાર માણસ વિષે. (૩૬) કોઇએ જે સામગ્રીઓ ભૂખ, નમ્રપણું, અને ભય વખતે વાપરવા આપી હોય તે વેચવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૩૭) વધુમાં વધુ[૮] ગુનાહ વિષે; અને તે ગુનાહ કે જે તુરત તેજ જગાપર થાય, અને તે કે જે એક **હાસ્ર**ના તફાવતે થાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૮) દરેક ગુનાહની તોજેશ થઈ શકે છે તે વિષે; અને એક અશો માણસને મારી નાંખવાના ગુનાહ માટેની, જાદુગરી, તથા કાંઈ ખરાબ વસ્તુ[૯] આતશ અને પાણીમાં લઇ જવા માટેની સજા. (૩૯) અને **યાતૂ**, અને **બાજાએ**, અને **ખૂર**, અને **અરેદૂશ**, અને **અવોઇરિશ્ત**, અને **અગૅરેપ્ત**, અને **અતપક્-દાત**[૧૦] ગુનાહો માટે

---

૧. અહીં **દીન્કર્દ** વચ્ચે **અને બુન્દહિશ્ન**, બાબ ૧૦મો, ૧૪મો, અને ૧૭મા વચ્ચે ફરક પડે છે. જુઓ પુસ્તક ૮મું, બાબ ૧૨મો, ફ. ૧.—૨. **કારૂ**, શબ્દના અર્થ ઘણા થાય છે જેવા કે, "વેપાર," "ધંધો," "ખેતી."—૩ **શરીગીહ**, સરખાવો ફા૦ **શરીકી** "ભાગીદારી." વેસ્ટઃ **દારીકીહ**, "ખંત." ૪—૪. વેસ્ટઃ "ખેતીમાં લાયક હિસ્સાથી અને જરૂરી હિસ્સાથી તેના ભાગોની હદ."—૫—૫ વેસ્ટ; અને તેઓની વચ્ચેના ચુકાદા."—૬. ફા૦ **નદા**, "રાંધવા સારૂ આતશપર મૂકવું." વેસ્ટ; **પવન્ નદ**—અથ્યે, "વધારા સારૂ."—૭. સરખાવો ફા૦ **ખ્વન્**, "રસ," "ખોરાક"—૮. **અવરીહ**, "ઉંચાણ" (climax)—૧૪. **અગાહ**, સરખાવો અવ૦ **અક**, એ શબ્દ **અઇરૂ** બી વંચાય, એટલે "કોઇને આતશમાં અને પાણીમાં લઇ જવા યા નાંખવા વિષે."—૧૦. મારામારી, જખમ, અને ભૂખમરાથી થતા આ જુદીજુદી જાતના ગુનાહો **વંદીદાદ ફ્રગર્દ** ૪થી, ૧૭, ૧૮ અને ૨૦; **શાયસ્ત લા—શાયસ્ત**, બાબ ૧, ૯, ૧૬, તથા **ફ્રહંગ** પા. ૩૬-૩૭ માં દર્શાવવામાં આવ્યા છે.

છાગળા ઉઠાડવાથી,[1] સખત મહેનત કરવાથી અને સજા ખમવાથી થતી તાજેશ; **અસ્પ-અસ્ત્ર** અને **સ્રઓષો-ચરન**ની સજા અથવા ફટકાઓની જાતો; અને કેવી રીતે બન્નેથી થાક લાગે છે.[2] (૪૦) જ્યારે એક ગુનેહગાર માણસ છાગળા ઉઠવાની, અથવા સખ્ત મહેનતની, અથવા સજા ખમવાની થાકની તાજેશ કરવાથી મરણ પામે, અને જ્યારે એક માણસ જે પોતાના ગુનાહની તાજેશ કરવાની ઇચ્છા ધરાવતો હોય પણ તેમ કરવાને શક્તીવાન[3] ન હોય અને આ શારીરીક હાલતમાં તાજેશ ન કરી હોય તેને મારી નાખવામાં આવે, ત્યારે ગુનાહને લીધે રવાનને કઈ જાતની નાચારી થાય છે. (૪૧) તેઓ વિષે કે જેઓના ગુનાહ માટે તાજેશ નથી.

(૪૨) અને એક દરવીશ જેની મિલ્કત લૂંટાઈ ગઈ હોય તેણે કઈ જાતની તકરાર કરવી જોઈએ તે વિષે; પહેલાં લૂટારાના જુલમ વિષે, અને પછી જ્યાં સુધી તેઓ તેની મિલ્કત પાછી અપાવે[4] ત્યાંસુધી તેઓ મારફતે તે જુલમગારની સામે ફોજદારી કામ ચલાવવા માટેની અરજ વિષે. (૪૩) તેનાં મુશ્કેલી અને આફતને શરણ થવા વિષે, અને તે બાબતપરનો ચુકાદો. (૪૪) સઘળી જાતની દરૂજીને લીધે તેના ઘણાજ દુષ્ટ લોભના જુલમ વિષે; અને તે લોભના દેવને આખી હાડમંદ દુન્યાનો નાશ કરતાં અટકાવવા માટે દાદાર અહુરમજદની રાહબરી. (૪૫) અને એક માણસ જે ગરીબીમાં[5] પણ પોતાની જીંદગી બચાવે છે અને સારી રીતે જાળવે છે તેનાં મોટાં ડહાપણ વિષે.

## બાબ ૩૧ મો, હૂસ્પારમ્ નસ્ક.

(૧) બીજા વીસ વિભાગોમાંનો એક કસોટી કરવાની ક્રિયા વિષેનું પુસ્તક છે, અને તેથી તેમાં કસોટીમાં બચાવ અથવા નાશની રીતો વર્ણવેલી છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

## બાબ ૩૨ મો, હૂસ્પારમ્ નસ્ક.

(૧) એક વિભાગ ભારબદાર જનાવરો, અને મેંઢાં તથા કુતરાં જે દિવાનાં[6] થઈ ગયાં હોય તેઓને પરહેજ કરવાની રીત અને હદ વિષે છે; અને તેઓનો નાશ

૧. વાંચણ **પિશન્જ—દસૂ**, શબ્દાર્થે "ખાંચો પાડવો," અથવા "છાગળા ઉઠાડી દઓડવું," સરખાવો ફા૦ **પિશન્જ** "ખાંચા," "કરચલી," અને **દથૂ**, **દસૂ**, "આપવું."—૨—૨. **અવીગ્-ગન્જિ-શનીહ્** સરખાવો **અવીગ્**, "વગર," અને ફા૦ **ગન્જીદન્**, "ભરેલું હોવું." વેસ્ટ: **અવાકન્જિશનીહ્**, "તાજેશની અસર," (સરખાવો અરેબીક, **અવાબ્**, "એક ખરી પશેમાની કરનાર.")—૩. તેની શારીરીક અથવા મનની નબળાઇને લીધે.—૪. **લખ્વાર્ તૂખ્તન્** સરખાવો ફા૦ **તૂખ્તન્**; "કરજ ભરવું," "ઉછીની લીધેલી ચીજ પાછી આપવી."—૫ **બએન્ આતૂબાનીગીહ્**, શબ્દાર્થઃ "નબળાઇમાં."—૬. સરખાવો ફા૦ **દીવાનહ્**.

કરવાનું કામ;[1] અને તેઓને કેટલી હદે સાજા કરી શકાય; જો સાજાં ન થાય તો તેઓને કતલ કરવાં જોઈએ;[2] તેઓને કેદ કર્યા હોય ત્યાં તેઓની સંભાળ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨) ભારબરદાર[3] જનાવરો, મેંઢાં અને કુતરાંના સંબંધમાં જે ગુનાહ લોકો કરે તે વિષે.[3] (૩) કોઇ નિર્દોષ હોય તેને મારી નાંખવાનો ગુનાહ. (૪) એક બિમાર કુતરાની જતન અને તેને માટેના ઉપાય વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે

## બાબ ૩૩ મો, હૂસ્પારમ્ નસ્ક.

(૧) એક વિભાગ પરચુરણ બાબતોનો છેઃ કાયદા મુજબ વધેલી દોલત એકઠી કરવાની હદ વિષે; અથવા કાયદા મુજબની[4] તવંગરીથી ઉતરતી તવંગરી[4] વિષે; જે દોલત કાયદા મુજબની હોય તેથી ઉતરતી દોલતના સત્તાવાર ઉપયોગ અને વાજબી રીતે મેળવેલી દોલત સત્તા વગર વાપરવા વિષે; તેથી એ બેની રીત એકજ[5] છે; અને તેના સંબંધમાં ઉંચ્ચા અને પ્રમાણીક અથવા અપ્રમાણીક ચુકાદા વિષે.

(૨) અને એક કન્યાને તેણીના ધણીને આપી દેવાના અને તેણીની રીત આપવાના લાયક વખત વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩) તેણીને આપેલી મિલ્કત છોડી દેવાથી તેણીનાં સાધનો છુટી જવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૪) એક બાપ જેને છોકરા હોય તેને વિષે; અને તેમાંના કયા છોકરા સારૂં બાયડી પહેલાં શોધવી જોઈએ. (૫) એક બાપ જેને છોકરીઓ હોય તેને વિષે; અને તેમાંની કઈ છોકરીને ધણીને પહેલાં આપવી જોઈએ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬) પોતાની સ્ત્રીને એક પવિત્ર ભેટ આપવાના વધતા સવાબ વિષે; અને તેણી બદ જીંદગી ગુજારે તેનો મોટો ગુનાહ. (૭) પવિત્ર ભેટો આપવા માટેની દોલત વિષે; પોતાની રજાની જાહેર ખબર; શબ્દોમાં દર્શાવેલી રજાને અમલમાં મૂકવાથી, તેને મળતી જાહેરાત; એટલે કે, કેટલી દોલત ખપી ગઈ છે.

(૮) એક ઇરાની ન હોય એવા શખ્સ વિષે, જ્યારે તેને તેનીજ જાતવાળા લોકો સાથે લડાઇમાં મદદ કરવાના બદલામાં એક ઇરાની તેની પાસે કાંઇ માગે, તે કે જે છુટો માણસ થતો નથી જોકે તેની ગુલામગીરીની હાલતમાં ઇરાનીને બદલો[6] મળે છે.

૧. **વિનાસિરન**, "ઝેર આપવું," "ચેપ લાગવો."—૨. ભારબરદાર જનાવરો અને મેંઢાં. કુતરાંને તીરથી મારવામાં આવતાં હતાં એટલે તેઓ એમાં સમાયલાં નથી.—૩-૩. વેસ્ટઃ "ભારબરદાર જનાવરો, મેંઢાં, અને કુતરાં જે નુકસાની કરે તે વિષે."—૪-૪. **ફ્રૂદ્ મિન્ દાતીહા** અથવા **દાત-ગાસ્** શબ્દાર્થઃ "કાયદા મુજબનું જે હોય તેથી ઉતરતું અથવા જે કાયદા મુજબની હાલત હોય તેથી ઉતરતી."—૫. ખૂસ્તૂ, સરખાવો ફ્રા૦ ખૂસ્તૂ, એટલે "સાધારણ રસ્તો," તે ઉપરથી "એ રીત સાધારણ છે. **અજશ્ અએવગ્-એદ્ નખૂસ્ત** "તેનાથી પહેલાં એકત્ર થાય છે......."—૬ એટલે કે, જે છુટાપણુ તેણે એક ઇરાનીની મદદથી નહીં મેળવ્યું હોય તે માટેનો બદલો. વેસ્ટઃ **આજાદ્** તથા **આજાદીહ્**, વાંચે છે, અને "મ્હેરબાન," તથા "મ્હેરબાની" અર્થ કરે છે.

(૯) અને મ્હોટાઇ વિષે તથા ભેટો વિષે; તે કે જે ભેટનો પુરાવો હોય તે, અને જે પુરાવો નહીં હોય તે, તે કે જે સઘળું આપવાની સાબેતી હોય તે, અને તે કે જે થોડું આપવાની હોય તે, અશો લોકોને મળતી ભેટમાંથી ઉભી કરેલી ઉંચી લોન ઉંચી ભેટ છે, જે કોઇબી રીતે અને કોઇબી જાતમાંથી ઉભી કરેલી એક ચીજમાંની બીજી ચીજ છે; એક નરને નારી તરફથી મળેલી ઉંચી ભેટની નિશાની, અને તે કે જે નર અને નારીની બન્નેની નિશાની છે; જીવવાળી પેદાયશ જે એક ગર્ભનો નમુનો છે; તેમાંથી જીવવાળી અને જીવવગરની પેદાયશ દેખાઇતી ઉત્પન્ન થઈ છે; એક ગર્ભમાં જે હોય તે એક જાત છે; એક જાતમાં જે હોય તે એક શારીરીક આકાર છે; જે કાંઈ પેદા કર્યું હતું તેનું પ્રમાણ સંપૂર્ણ રહ્યું છે, જો કે તેને જે કારણ માટે પેદા કરવામાં આવ્યું હોય તે હસ્તિમાં આવ્યું નથી; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૦) પાંચ સર્વથી ઉત્તમ અને પાંચ સર્વથી ખરાબ કામો વિષે; **નસાને** લગતા સાત ગુનાહો; ત્રણ ગુનાહો જેની તોજેશ સર્વથી ખરાબ રીતે કરવી પડે છે તે. (૧૧) અને **હીખ્રથી** રંગવાના, જીંદગીનો નાશ કરવાના, મોત નીપજાવવાના, અને વિલાપમાં પોતાનાં કપડાં ફાડવાના ગુનાહ વિષે. (૧૨) ધંધા વગર રહેવાના અથવા આળસાઇના ગુનાહ વિષે જો કે તેઓ જે કાંઈ કરે તે સારૂં કામ હોય. (૧૩) એક ઇરાની ન હોય તેને કપડાં, હથિયારો, ઓજારો અને બીજી ચીજોની ભેટ આપવાનાં વાજબી પણાંને લગતા ચુકાદા વિષે, જેથી તેઓની આરાધના અને ફરજો અને કોઇબી બીજી મદદ આગળ વધે; અને જે મદદ માટેનું હોય તે સાંભળવા, અને છાકટા માણસોને બી સાંભળવા વિષે. (૧૪) અને ઝાડો તથા રોપાઓ ગેરવાજબી રીતે નાશ કરવા અને કાપવા વિષે; અને તે વિષેનો ચુકાદો. (૧૫) એક માણસ જે દેવપરસ્ત હોય યા દેવપરસ્ત ન હોય તેનાં મુડદાંને દાટવા માટે ઘોર ખોદવાના ગુનાહ વિષે; અને એક મુએલા દેવપરસ્ત માણસનાં મુડદાં સારૂં કપડાં આપવાના ગુનાહ વિષે. (૧૬) તે માણસ વિષે જે માજદયસ્નોને રીમન કરવા માટે આતશમાં, પાણીમાં, એક જગામાં અથવા કપડાંપર ગેરવાજબી રીતે **હીખ્ર** નાંખે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૭) જમીનના ભીનાસની જાતો અને પ્રમાણના સંબંધમાં પાણીની ગણત્રી વિષે. (૧૮) પાણી અથવા આતશથી કોઇ ચીજને નકામી કરવાથી થતા ગુનાહ વિષે. (૧૯) આતશની સઘળી જાતની રોશનીથી[૧] દુન્યામાંના દરદોનો બે ત્રીતિયાંશ જેટલો ભાગ કાઢી નાંખવા વિષે; અને માણસજાત વચ્ચેની એક બીજા તરફની અદાવતની ગેરહાજરીથી અને તેઓના એકઠા સંપૂર્ણ પ્યારથી જમાનાની પેદાયશમાંથી કંગાલ્યત દૂર કરવા વિષે.

---

## બાબ ૩૪ મો, હૂસ્પારમ્ નસ્ક.

(૧) એક વિભાગ એક છોકરાને જન્મ આપવાનાં જ્ઞાનનું પુસ્તક છે; તેને વિષે દીનની શિખામણ, દીનની શિખામણ મુજબ પોતાનાં શરીરમાં કામ કર્યાથી

---

૧. એટલે કે, સઘળી જાતના આતશોથી દરદના જંતુઓને બાળી નાંખવાથી.—

બચ્ચાંનો થતો ફાયદો, અને તે શિખામણ તજવાથી થતું નુકસાન. (૨) એક છોકરો પેદા કરતાં જે થાય તે વિષે; નર ને નારી પાસે પહેલી વખત કયારે લઈ જાય, અને પછી બીજી, અને ત્રીજી, અને ચોથી, અને પાંચમી વખત; નરને લીધે દુન્યામાં એક છોકરાનું, અને વળી દુધનું પેદા થવું. (૩) અને જ્યારે એવી રીતે નર અને નારીમાંથી છોકરો પેદા થાય છે ત્યારે બનાવ થવાની જગાએ પહેલાં મની કોણ નાંખે; અને કેમ તથા કેટલો વખત તે મની ગર્ભની જગાએ રહે છે, અને સંબંધમાં કેટલો વખત, અને લોહીના આકારમાં કેટલો વખત. (૪) તે કયારે અને શામાંથી પેદા થાય છે તેને લગતી જુદી જુદી આશાઓની તકરાર; અને બચ્ચાંની નર જાતિ અને નારી જાતિની નિશાનીઓ કયારે અને શાથી જાહેર થાય. (૫) અને ગર્ભનો[૨] આકાર[૧] કયારે થવા માંડે;[૨] અને તેમાં કયા અવયવો પહેલાં બને, અને જ્યાંસુધી શરીરનું હાડપિંજર આખું થાય ત્યાંસુધી તે કારણ સારૂં સર્વથી છેલ્લા કયા બને; શરીરનું હાડપિંજર આખું પેદા થયા પછી કયો અવયવ કઈ જગાએ બને; શરીરનું હાડપિંજર આખું પેદા થયા પછી તેની લાયક જગાએ એક અવયવ ઘડાવાની અસર. (૬) એક બચ્ચું જે માતાનાં આખાં[૩] ગર્ભસ્થાનમાં[૪] હોય તે તેમાંની વધની[૫] હદ સુધી પુરેપુરૂં વધી રહે ત્યાંસુધીની તેનાપરની અસર; અને એક સ્ત્રીનાં જોડ[૬] બચ્ચાં;[૭] અને જન્મને માટે તે બચ્ચાંનો નીચે ફરવાનો વખત, અને તેજ વખતે તેના જન્મનો બનાવ.

(૭) ખાકી શરીર સાથે પણ જીંદગીના વધારા વિષે; જેવાં તેઓ જણાય તેવાં કયાં હાડકાં બીજા હાડકાંઓથી છુટાં ગરથી ભરાયાં. (૮) પાંચમે મહિને માતાનાં ગર્ભસ્થાનમાં નર જાતિ બનાવવાની અશો ફ્રવાહરેોની શક્તિ વિષે; અને એક નર છોકરાના જન્મ માટે અશો ફ્રવાહરેોની આરાધના. (૯) બચ્ચાંની નાળની દોરી કાપવાનાં કામ સિવાય એક દાઈ તેણીને મદત કરે તે અગાઉ એક હમેલદાર સ્ત્રીનાં બચ્ચાંને જન્મ આપવાનાં કામ વિષે; તેનો પહેલો ખોરાક, અને બીજો ખોરાક; અને માતાનું દુધ તેને કયારે આપવું જોઈએ; જન્મ વખતે બચ્ચાંની કઈ જાતની જતન લેવી જોઈએ; અને તેને પાટો બાંધવો, તેનાં ઉંઘ, ખોરાક, અને રક્ષણ; ગેરકાયદેસર વર્તવાનો ગુનાહ; અને તે[૮] બાબતપર જે હોય તે.[૮] (૧૦) એક સાંઢણી, અને ઘોડી, અને ગધેડી, અને ગાય અને સ્ત્રીનાં ગર્ભસ્થાનમાં બચ્ચું કેટલા મહિના રહે તે વિષે;

---

૧—૧. **મદમ્ ગશતન્**, શબ્દાર્થઃ મનીમાંથી જે "પેદા થાય તે."—૨ **દીસી હસ્તન્**, શબ્દાર્થઃ "દેખાવનો બનાવ," તે ઉપરથી "ગર્ભનો આકાર બનવો." વેસ્ટ DP. માંના શબ્દ **ગેસી હસ્તન્** ને **ગાસી-હસ્તન્** વાંચી "એકજ જગાએ હોવું" એવો અર્થ કરે છે.—૩ સરખાવો ફા૦ **કશન**, "પુરેપુરૂં," "પુષ્કળ," "બહોળું"—૪. વાંચણઃ **ગીવર્**, સરખાવો અવ૦ **ગરેવ્**, સં૦ गर्भ, "ગર્ભસ્થાન." વેસ્ટનું વાંચણઃ **ગુશન-સ્પર્** ને બદલે **કુશન-સ્પર્**, "એક નર તરફની તાબેદારી."—૫. **રૂદગીહ્**, સરખાવો અવ૦ **રૂધ્** અથવા **રૂદ્**, "ઉગવું," "વધવું." વેસ્ટઃ **રદગીહ્**, "સત્તા આપવી."—૬. સરખાવો અવ૦ **દ્વ**, "બે," "જોડ."—૭. એટલે કે, જે એક સ્ત્રી પોતાનાં ગર્ભસ્થાનમાં ધરાવતી હોય. જુઓ વેસ્ટની નોટ પા.૧૧૦. —૮-૮. અહીં **મા બએન્ હમ્ બબા** ને બદલે **ઈ બએન્ હમ્ બબા** મળે છે.

અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૧) તે દુન્યવી[1] જ્ઞાનની હદે પહોંચે ત્યાંસુધી[1] એક તરતનાં જન્મેલાં બચ્ચાંની જોવાની બીનોઈ શક્તિ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૨) અને અગણીત લોકોની રસમો[2] વિષે જેથી સુંદર શરીરની સરસાઇ[3] મળે, જે[4] મેળવવાની એક સ્ત્રીની ઇચ્છા હોય છે;[4] તે ચપળતા જે પગના જોરને લીધે મળે છે; તેજ મુજબ તે જોરાવરપણું જે શરીરની શક્તિથી મળે છે; દોલત મેળવવાની ઇચ્છાની, જાહેરમાં[5] બોલવાની,[5] અને દૂરથી[6] સાંભળવાની,[6] અને તે કે જેથી એક ખામી[7] નીચી પડે છે[7] તેની, અને તે કે જેથી સર્વથી[8] વધુ તાબેદારી[8] મેળવાય છે તેની, અને તે કે જેથી માણસજાતમાંથી[9] દુશ્મનાઈ જતી રહે છે[9] તેની સરસાઈ.

(૧૩) અકુદરતી[10] ગુનાહ જે કરે અને કરવા દે[10] તેઓની બદ ઇચ્છાઓ વિષે, તેઓનો જુલમગાર કામી જુસ્સો, અને ખરાબ કામ, અને ખરાબ થયલી કીર્તિ, અને બગડેલાં તથા રીમન થયલાં શરીરો; તેઓ જે ચીજો જોય તેની જીંદગીના નાશથી એ સઘળી ખરાબીઓ વધે છે; અને એ સઘળો વધારો તેઓને ખચીતજ તેઓને લાયકના મ્હોતને માટે તૈયાર કરે છે; જુલમમાં જેટલો અજિ–દહાક, અને જાદુગરીમાં જેટલો સર્પ સ્રવર, અને અશો લોકોનો નાશ કરવામાં જેટલો કરપન્ તૂર–ઈ–બ્રાત્રૂ રએશ, અને ઠગાઇમાં જેટલો એક ઠગારો અધર્મી માણસ,[11] મ્હોટા છે તેટલાજ અકુદરતી ગુનાહ કરનારા પોતાની ગુનેહગારીમાં મ્હોટા છે. (૧૪) એક સ્ત્રી જે સુવાવડી હોય અને દુધ આપતી હોય, જેનું બચ્ચું જુદાજુદા માણસો સાંથના વ્યભિચારનું પરિણામ હોય તેણીનાં જબરાં ગુનેહગારપણાં વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૫) એક નારીના નર સાંથના વ્યભિચારથી તેણીનું જોર વધવા વિષે; અને નરના નારી સાથનાં વ્યભિચારથી તેનું જોર ઓછું થવા વિષે.

---

૧-૧. દુન્યાને સમજવાની શકિત ધરાવી શકવાની હાલતે પહોંચે ત્યાં સુધી.—૨. દાત, "કાયદો."—૩. બાલિસ્તૂ, શબ્દાર્થઃ "ઉચ્ચાંમાં ઉંચ્ચી ટોંચ," "શિખર."—૪-૪. વેસ્ટઃ "સ્ત્રીઓ માટેની ઇચ્છાની સરસાઈ."—૫-૫. હન્જમનીગૂ ગુફતારીહ્; વેસ્ટઃ "મીજલસમાં બોલવાની."—૬-૬. દૂર-ગૂશ્નીહ્, અવ૰ ગઓષ; અથવા દૂર્-ગોગાનીહ્, "દૂરથી બોલવું."—૭-૭. વાંચણઃ પ્રતૂ ને બદલે આર્દ; સરખાવો ફા૰ આર્દ્, "અપૂર્ણતા," "ખામી," "ખોડ," એનું વાંચણ અર્દ્ (અવ૰ અરેત) બી થાય એટલેઃ "લડતું," "તકરાર." વેસ્ટઃ "તે કે જેથી કોઈ કાબુ વગરનું માણસ પડતી હાલતમાં આવી પડે છે."—૮-૮. પદીશ્નિ-તરીહ; વેસ્ટઃ પદીશ્નિ-દાન્તરીહ્, "તાબેદારીનું વધુ જ્ઞાન."—૯-૯. લબ્વાર્ પદમીનિશ્નીહ્ ઈ તઓખ્મ, "ઓલાદનાં દુઃખોની ઉલટી અસર."—૧૦-૧૦. વીપ્તગ્ વ વીપીનીદગ્, સરખાવો અવ૰ વીપ્ત, ધાતુ વિપ્.—૧૧. પહલવી દાદીસ્તાન્-ઇ-દીની, પુર્સીશ્ન ૭૧, ફ. ૨-૯ માં નીચે મુજબ સાત ગંભીર જાતના ગુનાહ કરનારાઓનાં નામ આપ્યાં છેઃ અજી-દહાક, અજી-સ્રૂવર, વદગ્, વીપ્તગ્, વીપીનીદગ્, તુંર-ઈ-બ્રાત્રૂગ્-રએશ, અને યરામૌગ. જુઓ વેસ્ટની નોટ ૧-૪, પા. ૧૧૧.

# બાબ ૩૫ મો, હૂસ્પારમ્ નસ્ક.

(૧) છેલ્લા ચઉદ વિભાગોમાંનો છ ફ્રગર્દવાળો એક વિભાગ કબજાની જુદીજુદી જાતોની વિગતોનું પુસ્તક છે, તેઓની એક બીજાપરની સરસાઈ, અને ઈન્સાફની અદાલતમાં તપાસ ચલાવવા માટેની તેઓની સારી શબ્દ રચના. (૨) અને તે મિલ્કત વિષે જે જડજો આગળ લાવવામાં આવી હોય, અને જે માટે જડજો આગળ સામે થનાર તરફથી વાંધો ઉઠયો હોય. (૩) કબજો પાછો આપવાને લગતા, અથવા કબજો રાખવાને લગતા ચુકાદા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૪) એક મિલ્કત વિષે, જે પ્રતિવાદી, કે જેના કબજામાં તે હોય તેની પાસેથી પાછી લાવવામાં આવે છે; અને એક મિલ્કત જે એક માણસ પાસેથી જખમ કરીને, અથવા કોઈ દેખઈતા ગુનાહથી લૂંટી લેવામાં આવી હોય; અને તે વિષેની હકીકત. (૫) સાથે લડનારા અને સાથે કામ કરનારાઓની આવક વિષે; અને તેઓ વિષેની હકીકત. (૬) અને જમીન, મિલ્કત, અથવા કોઈબી ચીજ જે એક ઇરાની ન હોય એવો શખ્સ ધરાવતો હોય તે ઇરાનના[1] ઉમરાવોમાંના એકના હાથમાં આવવા વિષે.[1]

(૭) એક કુટુંબની સરદારી વિષે, તેની જુદીજુદી જાતો, અને તેને માટેની એક માણસની લાયકાત. (૮) કોઈનાં પોતાનાં કુટુંબ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૯) સ્ત્રી જે સગીર હોય તેની આવક વિષે. (૧૦) એક સ્ત્રી મેળવવામાં ખાત્રી[2] આપવાનાં કામ વિષે, વળી તે ખાત્રી પછી ધણીનાં તેને લઈ જવાથી તેણીનાં લગન વિષે. (૧૧) વાલી અને આશક વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૨) સ્ત્રીઓ ધરાવવાની, બચ્ચાં મેળવવાની, અને વ્યભિચારના મધ્યમપણાંની હદ વિષે.

(૧૩) દત્તક લેવાનાં કામ વિષે, અને તેની જાતો, અને તે માટેની લાયકાત; દત્તક લીધેલા છોકરાને તજવા વિષે; દત્તક લીધેલા છોકરાનો ગુનાહ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૪) ભાઈઓની મંડળી વિષે, જે હસ્તિ ધરાવતી હોય અને નક્કી થયલી અને સલામત[3] હોય, તથા તેની જોખમ ભરેલી હાલત; અને દોલતનું જરૂર હોય તેથી વધુ થવું;[4] અને દોલત કે જે તદન બરબાદ થાય છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૫) જે દોલત નજદીકનાં સગાંઓને સગાઇને લીધે મળે અને તે કે જે દત્તક લીધેલા છોકરાથી મળે તે વિષે. (૧૬) વધારાની દોલત વિષે, જે પોતાની[5] ન હોય તેવી ભેટ જેવી છે.[5] (૧૭) તેણીના બાપનાં મરણ પછી એક કન્યાને તેણીના ધણીને આપી દેવાના હક વિષે; એટલે કે, કોણની મારફતે તે એમ અપાય.

---

૧—૧. વેસ્ટઃ "ઇરાનમાંના એકના બાદશાહી હાથોમાં."—૨. સરખાવો ફા૦ આવારહ્, 'ચોક્કસપણું," "ખાત્રી." વેસ્ટઃ આજારીહ્, "દુઃખ."—૩. બખ્તગ્, બેહતર બુખ્તગ્, અવ૦ બૂજ્, "બચાવવું," "છુટું કરવું." અથવા બખ્તગ્, અવ૦ બજ્, "ભાગવું," તે પરથી "બરખાસ્ત કરેલી," "ફડચામાં ગયલી." વેસ્ટઃ "રચવામાં આવે છે."—૪. વળી સરખાવો ફા૦ માન્દેહ્, "વધેલુ" "વધારાની દોલત."—૫-૫. પવન્ રાસ્ ઈ ખીશ્-દેહશ્. વેસ્ટઃ પવન્ રાસ ઈ અહરાયીહીહ્ યેહ્બૂનેદ્, "અશોઇના રસ્તામાં ઉતરી પડે છે."

## બાબ ૩૬ મો, હૂસ્પારમ્ નસ્ક.

(૧) છેવટના સાત વિભાગોમાંનો એક વિભાગ કાયદા મુજબના રોજીંદા ખોરાક વિષેનું પુસ્તક છે, એક પુખ્ત ઉમરના માણસનો, એક હમેલદાર સ્ત્રીનો, એક બચ્ચાં વગરની સ્ત્રી જે સગીર હોય તેનો ખોરાક; **પસૂશ-હુઊર્વ,** અને **વીશહુઊર્વ,** અને **વોહુ-નજ઼ગ** કુતરાઓનો ખોરાક, અને આ ત્રણ જાતના કુતરાની નિશાનીઓ.[1]

(૨) એક માણસનાં દીન તરફ ફરવાની[2] નિશાનીઓ વિષે. (૩) ઘણીક જાતનાં જોડાણો વિષે; તેમાંનું એક ઢોરોનાં ટોળાં ધરાવતા સરદારોનું છે; અને એક સરદારોના સંબંધમાં ઢોરોનાં ટોળાંનું છે; અને તે ટોળાંના સરદારોની સરદારી અને દોસ્તી સારૂં કઈ જાતની લાયકાતની જરૂર છે; અને ઢોરોનાં ટોળાંની, અને સરદાર જે દોસ્ત હોય તેની[3] સારી ભેટો; અને એવાં જોડાણથી થતા ફાયદા; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૪) એક જોડાણ મોબેદ શિક્ષક અને ચેલાઓ[4] સાથે મળવાથી થાય છે; **રતૂ**ની પદ્ધી સારૂં જે **રતૂ** હોય તેની લાયકાત; **રતૂ** તરફથી મળતી દોસ્તીની એક ચેલાની લાયકાત; અને ચેલા તરફની **રતૂ**ની દોસ્તી અને **રતૂ** દોસ્તના આશિર્વાદ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[5] (૫) એક જોડાણ **રતૂ**ઓના વડાનું છે; વડા **દસ્તુરો**ની સરદારી માટેની એક માણસની લાયકાત; અને તેજ વડા દસ્તુરો માટેની સામગ્રીઓ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬) અને સર્વથી ઉંચ્ચાં જોડાણ વિષે; અને વળી એવાં જોડાણની કાયદા મુજબની અને પ્રમાણીક હયાતિ, દાખલા તરીકે જ્યારે એક જગાએ બે જણા હોય જ્યાં તે કે જે ગુનાહ વગરની હાલતમાં છે તેને તે કે જે તવંગર છે તેની જરૂર પડી હોય, અને તે તવંગર માણસે તે જે પૈસા માંગે તે આપ્યા હોય, અથવા જ્યાં જ્યારે કોઈ ગુનાહ કરવાનો હોય, ત્યારે જે બીજો હોય તેને તેની દોલત પીડા સમાન હોય; અથવા તેના સંબંધમાં કે જે એક જણ ધરાવતો હોય, તેની માલેકી જે બીજો હોય તેની બરાબર હોય;[6] અથવા એક જણના ગુજરી જવાથી તેની દોલત બીજાની દોલત સાથે ભેગી થાય છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૭) એક માણસ જેને તેનું હોય તે બીજાએ આપ્યું હોય અને તેને માટે ગોઠવણ કરી હોય તેની તરફ, અને તે કે જે તેના વિચારથી અને તેનાં કામથી લાયક હોય તેની તરફ જુઠો નીવડે તેના ગુનાહની સજા વિષે. (૮) એક બાપનાં જ્યારે તેનું બચ્ચું ગુનાહ કરે તેજ વખતે તેને જણાવવા વિષે. (૯) ખોટી રાહબરી અને ખોટી રીતે વધારીને બોલવાથી

---

૧. જુઓ વંદીદાદ, ફરગર્દ ૫ મી, ફ. ૨૯.—૨. ગશતગીહૂ, "ઢળવું," બીજી રીતે યશતગીહૂ, "વખાણ;" તેમજ દશતગીહૂ, "જંગલીપણું," અથવા દુશતગીહૂ, "શરમ ભરેલી વર્તણુક." વેસ્ટઃ ગશતગીહૂ, "વટલી જવું."—૩. સરખાવો ફા૦ હમ્-કુનૂ યા હમ્-કનૂ, "મહેતન અને દુઃખમાં સાથી."—૪. સરખાવો અવ૦ રતુનય.—૫. વેસ્ટનું વાંચણઃ બએન્ હમ્ બબા, "સર્વ બાબતોમાં."—૬. એટલે કે એક જણે મેળવેલી દોલત બન્ને જણા એક સરખી રીતે વાપરે. વેસ્ટના કહેવા મુજબ તેઓ "બીનસ્વાર્થી અને ભક્તિભાવ સાથની મિત્રતા" ના દાખલા પુરા પાડે છે.

થતા ગુનાહ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૦) ભારબરદારી જનાવરો માટે એક માણસ[1] જે એકલો કામ કરતો હોય તેની[1] પાસેથી ધાંસચારો લૂંટવાના ગુનાહ વિષે.

(૧૧-૧૨) લાયક માણસોને આપવાની ફરજ્યાત ભેટો વિષે; અને બીજાને ભૂખે મારવા માટેની તાજેશ; અને અશો[2] લોકો તેઓ છે કે જેઓ ગરીબ[3] ભિક્ષુકો[3] વચ્ચે મિલ્કત કાયદા મુજબ વહેંચી આપે છે, અને તેઓ કે જેઓ તદનજ કાયદા મુજબ વહેંચતા નથી; પહેલી તોજેશ તેને માટે છે કે જે બીજાને ભૂખે મારે છે, અને બીજાને ભૂખે મારવાથી તેઓ પેટની[4] ચૂંક ઉપજાવે છે,[4] અને જેથી વળી તેઓ શક્તિ અને ડહાપણનું બળ[5] ઓછું[5] કરે છે;[6] એક બળવાન માણસ પણ તેથી નબળો પડી જાય છે;[7] બીજાને ભૂખે મારવાને માટેની તોજેશ સારૂ જે ખોરાક યોગ્ય છે અને જે યોગ્ય નથી તે વિષે. (૧૩) તે માણસ વિષે કે જેની ફરજ્યાત ભેટોથી એક કરજ ઉભું થાય છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૪) બીમાર માણસો જ્યાં સાજા થાય છે તે જગા વિષે; સાજા કરવાનું મીનોઈ કામ અશવહિશ્ત અમેશાસ્પંદની ઉપર આધાર રાખે છે, અને જે દુન્યવી છે તે તેનાં દવાખાનાંમાં[8] દાકતરપર. (૧૫) એક સારા દાકતરની સર્વ ભલાં કામો માટેની લાયકાત વિષે; અને એક ઘણુાજ ખરાબ દાકતરની કોઇબી ભલાં કામ માટેની નાલાયકતા વિષે. (૧૬) ઓછામાં ઓછાં એક દરદને તાબે કરવા માટે અહુરમજ્દે દરેક રોપો પેદા કરવા વિષે. (૧૭) દવા આપવાના ધંધાના છાંયા[9] અને લાયકાત વિષે; અને એક દાકતરનો તેનાં દવાનાં કામનો ફાયદો અને ફી; એક દાક્તરને તેના હાથ નીચેના માણસો માટે ઘરમાં, ગામમાં, અને દેશમાં, અને પ્રદેશમાં સારો ખોરાક, સોજ્જાં કપડાં, અને ઝડપી ઘોડો, અને પૈસા અથવા માલ ભેટ આપવા વિષે. (૧૮) વખતસરની મહેનત કરવાવાળા, તથા તેઓને નીચવ્યા વગર ધ્યાન દઈ સાજા કરવાવાળા બીમાર લોકો માટેના દાકતરના હાથ વિષે.

(૧૯) બીમાર લોકો સાથે સંબંધમાં આવ્યાથી એક દાકતરના દરદનો ફેલાવો કરવાના ગુનાહ વિષે, કેમ કે તે તેઓ પાસે ન જવાથી બીગુનાહ રહ્યો હતે.[10] (૨૦) એક મરકી જે મોટી, અને તે કે જે નાની હોય તે વિષે. (૨૧) અને એક બીમાર માણસનાં આખાં શરીરનાં તથા તેના દરેક ભાગનાં દરદને સાજા કરવાનાં એક દાકતરના કામના બદલા[11] વિષે; અને પદવીવાળા અમલદારોને જેણે સાજા કર્યાં હોય તેનો બદલો;

---

૧—૧. મિન્ અએવર્ઝીગ્ અઇશ્, શબ્દાર્થઃ "એકલા કામ કરતા માણસ પાસે." સરખાવો અવ૦ અએવ-વરેજ્.—૨. અ-ઊરૂજદાન્; સરખાવો ઉરૂજદ્, "નાપાક."—૩—૩. અવ૦ ન્યુરૂજદ્, "હલકું," "ઉતરતું."—૪—૪. વાંચણઃ પશ્નં જાચિશ્ન; સરખાવો ફા૦ પશ્ં, "પેટની ચૂંક."—૫—૫. અજી-સ્તારીહ્, "જીંદગીની ગેરહાજરી," ફા૦ જીસ્તન્, "જીવવું."—૬. મૂન્ મૂન્...... પવન્ અઑજ વ પ્રત્ શબ્દોથી લખાણ ગુચ્છવાળુ ભર્યું અને ન સમજ પડે એવું છે. જુઓ વેસ્ટનો તરજુમો પા. ૧૧૫-૧૧૬.—૭. સરખાવો અવ૦ અ-સ્તરૂ, "નબળું પડી સુવું."—૮. ફા૦ દાલાન્નો અર્થ "એક હૉલ," અથવા "ચાલી" થાય છે. વેસ્ટઃ "દીવાનખાનું."—૯. સરખાવો ફા૦ સાય્, "છાંયો," "બચાવ."—૧૦. તેનાં શરીરને રોગનો ચેપ લાગુ પડયા અગાઉ.—૧૧. જુઓ વંદીદાદ ફરગર્દ ૭મી, ફ૦ ૩૬—૪૪.

નીચામાં નીચી પદવીથી સર્વથી ઉંચી પદવીના એટલે શહેનશાહ સુધીના અમલદારો, અને તેજ મુજબ પાયમાલ થયલા[1] અને નાચાર[2] માણસો. (૨૨) અને બીમાર માણસે તંદરોસ્તી પાછી મેળવવાની જાહેરાત પછી દાકતરને બદલો આપવાના વખતની હદ વિષે; એટલે કે, તેને સાજો કરવા માટેની માંગવામાં આવેલી, અને નહિ માંગેલી ફી કોણ તરફથી આવે; અને જે જાહેર રીતે જણાવેલી હોય તે કોણ તરફથી આવે; ખોરાકીનો સામાન કોણ તરફથી; અને કોણ તરફથી કોઈ પણ ચીજનો દુન્યવી બદલો ન મળે. (૨૩) તે દાકતર વિષે જેને કોઈ પીછાણતું હોય અને દવાદારૂ કરવા સારૂં ઘરમાં બોલાવે. (૨૪) એક દાકતરની ચઢતી લાયકાતની[3] પરીક્ષા વિષે; એટલે કે, તે પરીક્ષા કેમ કરવી, અને પરીક્ષા કરી શકાય એમ હોય ત્યારે કેમ કરવું અને પરીક્ષા કરી શકાય એવું નહિ હોય ત્યારે કેમ કરવું. (૨૫) જે દાકતરની પરીક્ષા નહિ થઈ હોય તેના ગુનાહ વિષે, વળી તેના ગુનાહ વિષે જેની પરીક્ષા કરી શકાય એમ નથી, જ્યારે તે બીજાને એક માણસના શરીરના કોઈ ભાગ સારૂં દવાદારૂ આપે; એક બાબત કે જેમાં બીજાઓએ તેની પરીક્ષા કીધી હોય, અને તે કે જેમાં તેની પરીક્ષા નહિ કીધી હોય, અને તેની દવા આપવાની હુશયારીની પરીક્ષા મુદ્દલજ થઈ નથી. (૨૬) ઇરાનમાંથી એક દાકતરને શોધી કાઢતાં કેટલો વખત લાગે તે વિષે; જ્યારે તેટલા વખત પછીબી કોઈ મળે નહિ તો ઇરાની નહિ હોય તેવા લોકોમાંથી પણ તેને મેળવવાની સત્તા આપવામાં આવી છે. (૨૭) જો કોઈને ઇરાનમાં દાકતર મળે તો ઇરાની નહિ હોય તેવા લોકોમાંથી એક પસંદ કરવો એ ગુનાહ છે. (૨૮) એક ઇરાની નહિ હોય તે દાક્તરની ફી; અને તેજ બાબતપરની બીજી ઘણીક ચીજો. (૨૯) માણસજાતની દવાદારૂ કરવા વિષે, અને તેમજ ભારબરદાર જનાવરો અને ઢોરોને દવાદારૂ કરવા વિષે.

(૩૦) એક માણસ જે એક કામ માટે નાલાયક હોય તેને તે કામ સોંપવાના[4] ગુનાહ વિષે. (૩૧) અને એક દીનને લગતાં કામ અને પદવી સારૂં એક ચેલા કરતાં એર્વદની વધારે મોટી લાયકાત વિષે; જે અગત્યનું અથવા ફાયદાકારક હોય તેમાંથી જે જરૂરનું હોય તે આપવા માટે એક વિશ્વાસુ માણસ વિષે; અને વળી એટલા સુધી એક એર્વદ એક જોશી[5] કરતાં કુંભાર[6] જેવો વધુ છે, અને કુંભાર કરતાં વધુ પરહેજગાર છે; અને તેનું કારણ.

(૩૨) બીજાની જમીનપર કાંઇબી સત્તા વગર એક ઘર બાંધવા માટેની ગોઠવણ કરવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૩) જે જગા માણસજાતના વસવાટ માટેની હોય તેની સીમા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૪)

---

૧. સરખાવો ફા૰ **તવહ્**, "નાશ થયલું."—૨. સરખાવો ફા૰ **તહી**, "એક બી ચીજ વગરનું હોય તે," "ખાલી,"—૩. **મદમ્ શાઇસ્તનીહ્**, સરખાવો ફા૰ **શાયસ્તગીહ્**, "લાયકાત," "યોગ્ય પણું."—૪. **ગુમાર્દન્**, "નેમવું."—૫. **અખ્તર્-ઉમાર્**, ફા૰ **અખ્તર્-શુમાર્**, અથવા **સતારહ્-શેમૂર્**.—૬. સરખાવો **વંદીદાદ**નો પહલવી તરજુમો ફરગર્દ ૮ મી, ફ૰ ૮૫, **મૂન્ આતાશ્ [મન્ ખૂમ્બગ્ બરા ઇ ઝિમીગ્ પજાવ્** [**ઇ દૂસીન્ગરાન્**]; સરખાવો ફા૰ **દુસીદન્**, "સીમેન્ટથી સાંધવું," "કાચ બેસાડવો." વળી સરખાવો ફા૰ **કજહ્-ગર્**, તે પરથી પહલવી **ગુસીનગ્-ગર્**.

એક બુરી દીનના માણસના સંબંધમાં ભલી દીનના માણસનો અને અને ભલીદીનના માણસના સંબંધમાં બુરી દીનના માણસનો કયો પુરાવો પુરાવા તરીકે ગણાશે તે વિષે. (૩૫) અને આજુબાજુ ફરવા માટે, તેમજ ભીખારીઓને માટેબી વડા દસ્તુરનાં રહેઠાણનાં ઉંચ્ચાણની મ્હોટાઈ વિષે; વડા દસ્તુરની સખાવત;[1] અને બીજાઓ તરફ બેપરવાહ[2] હોવાથી કોઈની આબાદી[3] જતી રહેવા[3] વિષે; અને તેનાં બંધ બારણાંથી થતો ગુનાહ, અને તેની બેદરકારીથી તેની બદ આબાદી; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૬) પવિત્ર આતશોને તખ્તનશીન કરવાની યોગ્ય ગોઠવણ કરવાથી ઝળકાટ[4] મેળવવાનાં[4] તથા ભપકાનો[5] ફેલાવો કરવાનાં[5] પ્રમાણ વિષે; અને તે માણસ વિષે જે તેમાંથી યોગ્ય માપમાં કાંટા[6] અને છાલાં[6] કાઢી નાંખે. (૩૭) અને દરેક જણનાં, આતશનાં ઘરમાં જેટલી બને એટલી ચીજો મોટા જથ્થામાં ઘટતી રીતે લઈ જવા વિષે. (૩૮) પાણી જે સ્થિર[7] હોય અને જે નાળામાં[8] વહેતું હોય તેની ખાસ્યત વિષે. (૩૯) જાહેર બાંધકામો જે એકજ સરહદપર હોય અને જે બે સરહદ વચ્ચેના વિસ્તારમાં હોય તેની ખાસ્યતો વિષે.

(૪૦) એક મેંઢાંને લગતા ચુકાદા વિષે, જે મેંઢું, ચોરીના હેતુથી, અથવા ચોરીના હેતુ વગર પોતાની ચરવાની જગા છોડીને કાયદા વગરની રખેવાલીને લીધે, યા કાયદા મુજબની રખેવાલીથી પણ, બીજાની મેંઢાં ચરવાની જમીનપર જાય. (૪૧) એક બળદ જે ગોધો[9] હોય અથવા જે બીજી જાતનો[10] હોય, તેને, અથવા એક ઘોડાને, અથવા એક મેંઢાંને, અથવા એક બકરાંને, અથવા એક નાનાં[11] હલવાનને,[11] અથવા બીજી જાતોમાંનાં એક મેંઢાંને ઘાંસચારાવાળી અને અનાજવાળી જગાપર દાખલ કરતાં એક દિવસ અને રાતના અરસામાં કેટલો ઘાંસચારો આપવો જોઈએ તે વિષે. (૪૨) એક વહાણ ચાલી શકે એવી નદીથી આદમજાતનાં રહેઠાણની જગાના તફાવતનાં માપ વિષે. (૪૩) એક મેંઢાંને તેની મરજી મુજબ ઘાંસચારાની જગામાં ચરવા દેવાના વખત વિષે; અને તેને તેથી દૂર રાખવાનો વખત, ઝાડો નહિ કાપવાની રૂતુ વિષે, અને મેંઢાં નહિ કતલ કરવાની રૂતુ. (૪૪) એક નાશ કરનારા[12] પદાર્થ વિષે, જે એક કિલ્લા સાથે દુશ્મનની બીક સારૂ ભેળવામાં

૧. વિશાદ્ બબાઈહ્, "ખુલ્લાં બારણાં."—૨. અ-મનગી, અવ૦ મન્, "વિચારવું."—૩—૩. અન-આજૂદગીહ્, "ખીલવું નહીં તે," "ન વધવું."—૪-૪. વાંચણઃ લીયાન્ વન્દિરન્, સરખાવો ફા૦ લયાન્, યા લિયાન્, "ભપકો."—૫—૫. સરખાવો અરેબીક્ નફૂસ્, "ભપકો," "દાદઃ" અને અફ્શાન્, "ફેલાવવું." વેસ્ટઃ વફ્શ-અફ્ગાનો, "ભપકો ફેલાવતું."—૬—૬. ખાર્-અખ્ગલ્, સરખાવો ફા૦ ખાર્, "કાંટા," અને અખ્ગૂલ, "છાલાં."—૭. સરખાવો અવ૦ અ-ઈરીરિચ, "નહિ બગડેલું," "આપ્યું". વેસ્ટઃ અઈરિદો, "બહાર ઝરતું".—૮. નએવ—તાન્, સરખાવો અવ૦ નાવય, "વહાણ જઈ શકે તેવાં પાણી," અને તચ્, "વહેવું."—૯. સરખાવો અવ૦ ઉખ્વન્, "ગોધો," "નર—બળદ."—૧૦. એટલે બીજી જાતિનો, ગાય.—૧૧—૧૧. ખજૂરા, "ભુંડ," "નાનું મેંઢું;" વેસ્ટ "ડુક્કર."—૧૨. વાંચણઃ જખ્મગ; સરખાવો ફા૦ જખ્મ, "જખ્મ," વેસ્ટઃ જામક્, "કપડાં."

આવી હોય; તે માણસ-મારનાર[1] અણદીઠ અને નિશાની વગરની[2] છે. (૪૫) એક મોટાં થડવાળાં[3] ઝાડનો નાશ કરવા વિષે, એટલે કે, કેમ તે કરવા સામે વાંધો નથી. (૪૬) લોકો જેઓ દુશ્મનની બીકથી આગળ ધસતાં હોય તેઓને એક સરદાર કઈ જાતની કુચ કરાવે તે વિષે; અને તેઓ સર્વેથી સરસ[4] ઢોર લશ્કર સાથે આગળ હાંકે છે; અને ઘાંસચારાની જગા જે રસ્તાની બાજુમાં હોય, તેમાં ઘાંસચારો મળે તે પ્રમાણમાં તે ઢોરોને ચરાવવા વિષે; અને ઢોરની જાતમાંનાં સર્વેથી ચઢતાં ઢોરોને એક પછી એક છેલ્લાં ઢોર સુધી ઘાંસચારાપર છોડી દેવા વિષે, અને તેનું કારણ. (૪૭) અને એક માણસ જે તેની દોલતને લીધે પ્રખ્યાત[5] થયો હોય તેને વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૪૮) અને વહેતાં[6] પાણીઓ,[6] ઉપર[7] વહેતાં પાણીઓ,[7] તથા કિનારા સાથનાં યા કિનારા વગરનાં પાણીઓની રસ્તાપર એવી ભેળ થવા વિષે; અને વહેતાં તથા નીચે પડતાં પાણીઓની ભેળ, એટલે કે તે રસ્તાપરથી કે જ્યાંથી પાણી પાછું ફરે; કયાં પાણીને પહેલાં માન આપવું જોઈએ; અને વહેતાં તથા નીચે પડતાં પાણીમાંનાં કયાંને પહેલાં માન આપવું જોઈએ અને તેનું કારણ.

(૪૯) ખાણું, પીણું, અને સુખની રેલછેલ, અને પ્યારની બાબતોમાં ચેલાની દીનના એવંદ તરફની તાબેદારી[8] વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૫૦) જ્યારે ઇરાની નહિ હોય એવા લોકો ઇરાનની સરહદપર આવે અને ઇરાનને નુકસાન કરવા માંગે ત્યારે શું થાય તે વિષે; સરહદનો બચાવ કરનારા તથા હમશરીક પહેલવાનોનું ઇરાની નહિ હોય તે લોકોને મારી હઠાવવાનું તથા ઇરાનનાં લોકોના જાન તથા માલને ઇરાની નહિ હોય તેઓ પાસેથી છોડવવાનું કામ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૫૧) ઇરાની કોમે[9] એક જુલમગાર લૂંટારાને સજા કરાવવાથી થતા ફાયદા વિષે; અસલનાં[10] લોકોનાં કામો તથા મતોને[10] ઉસ્તવાર રહેવાથી થતાં ફાયદા વિષે; જે ફાયદો ઘણાં ધર્મનાં મકાનો સ્થાપવાથી થાય; જે એવંદો સારૂં ચેલાઓ પુરા પાડવાથી થાય; જે દસ્તુરો પછી થાય, જે દસ્તુરોની ગેરહાજરીથી થાય, જે તેના ગુજરી જવાથી થાય, જે તેનાં મરણની આગળ થાય; અને તેજ પવિત્ર કેતાબમાં પુષ્કળ ખબરવાળી બીજી બાબતો આવેલી છે.

(૫૨) "અશોઈ સર્વેથી સરસ ન્યામત છે..........."

---

૧. અન્શૂતા—સેકૂનૂ, સરખાવો પહલવી સેકીના, "છરી" અથવા સેકીનીદનૂ, "છરી" થી કાપવું, વેસ્ટ "માણસોમાં સારા સગન."—૨. વાંચણ: અનીશાનન્દ, સરખાવો, નીશાનૂ "નિશાની," વેસ્ટ: ખ્વીશાવન્દ, "તેને લગતી કોઇ ચીજ," તેપરથી "લાયક."—૩ સ્તૂન, "થડ."—૪. શબ્દાર્થ: "સારાં ચુંટી કાઢેલાં." —૫. વાંચણ: મૂનૂ સખૂનગૂ, "જેને માટે સારૂં બોલાતું હોય," "જાણીતો." DP. મુજબ, મિનૂ નીશાનગૂ, "દોલતની નિશાનીઓથી વેગળો."—૬-૬. ફ્રાજૂ મયા, સરખાવો અવ૦ ફ્રતૂ—આપ, "પાણીઓને આગળ વહેતાં કરવાં". (યશ્ત ૧૦મી, ફ. ૬૧).—૭—૭. સરખાવો અવ૦ પઈત્યાપેમ્, (વંદી૦ ફ્રગર્દ ૬ઠી, ફ. ૪૦) "ઉંચે વહેતો ઝરો."—૨૨—૨૨ અવ૦ ન્યાપેમ્, (વંદી૦ફ્રગર્દ ૬ઠી, ફ. ૪૦).—૮. ફ્રદૂ—દારિશ્નીહૂ, શબ્દાર્થ: "નીચે રાખવું;" "તાબેદારી."—૯. હન્જમનીગાનૂ શબ્દાર્થ: "હન્જમન (અંજુમન)ને લગતાં લોકો."—૧૦—૧૦. અથવા, "અસલનાં લોકોનાં કામોની યાદ રાખવાથી."

# બાબ ૩૭ મો, સગાતૂમ્ નસ્ક.

(૧) સગાતૂમ[1] નસ્કના ત્રીસ વિભાગોમાંનો પહેલો વિભાગ જેઓ દીનનાં ફરમાનો મુજબ ચાલે તેઓના બદલા વિષેનું પુસ્તક છે; જેઓ તેનાં સારાં ફરમાનો માને તેઓને મારનારાઓની સજા, અને તેઓના નાશની[2] તૈયારી. (૨) એક માણસની પંદર વરસની ઉમર પછીની ફરજો વિષે, જ્યારે તેણે જે કાયદો સારો છે તે સાંભળ્યો હોય, અને તેને વિષે પુછપરછ કરી તે શોધી કાઢ્યો હોય. (૩) એક માણસની એક કામની તે કરવા અગાઉની બારીક[3] તપાસ[3] વિષે, જ્યારે તે તે કામ ગુનાહભર્યું છે કે સવાબનું છે તે જાણતો નહિ હોય, અને જ્યારે તેનાથી તે બાજુએ મૂકીને તે નહિ કરવું એવું બની શકતું હોય. (૪) રાતને વખતે પવિત્ર આતશના ઉજાસથી અથવા જ્યારે તેણે તે જગામાં આતશ જોયો હોય ત્યારે ઘરમાં દાખલ થવાને લગતી શિખામણ વિષે; જ્યારે કોઈ બીજી રીતે જાય ત્યારે તેના લોકો યા ઢોરો, યા કપડાંને નુકસાન થાય, અને તેને તે જાણીજોઈને કરેલી ઇજા તથા નુકસાન માટે તાજેશ કરવી પડે. (૫) તેની ચણગારીઓના[4] ઝળકાટની[5] હદ વિષે, અને એક પવિત્ર[6] જગામાં ઉભાં કરેલાં[6] બારણાંની નક્કી કરેલી પહોળાઈ તથા ઉંચાઈ.

(૬) એક તરતનાં જન્મેલાં બચ્ચાં વિષે, તેને માટેની જગા કેમ તૈયાર કરવી જોઈએ, અને પહેલી ત્રણ રાત સુધી તે, જરાબી વખતના ખાંચા વગર[7] તે જગામાં કાયદા મુજબ સર્વથી સરસ[8] રોશની કરવી જોઇએ. (૭) જોરાવર[9] દ્રૂજને એકદમ હાંકી કાઢવા સારૂ બચ્ચાં પાસે આતશ લઈ જવા વિષે;[10] અને એક બચ્ચાંને, તેનુ અંદરનું[11] શરીર[11] પાક કરે[12] એટલો **હોમ**નો રસ[13] પહેલાં ચખાડવા વિષે; અને બીજી વખત

---

૧. એ નસ્ક અહુનવરનાં ભણતરના ૧૮મા શબ્દ **ચીશ્** ને મળતું આવે છે. રવાયતો મુજબ એમાં બાવન પ્રકરણો હતાં. જે આંકડો આ અને ૪૦મા બાબમાં જણાવેલા આંકડા મુજબ બરાબર છે. **સગાતૂમ્**, શબ્દ અવ૦ **સંઘ**, "શીખામણ," "શિક્ષણ" પરથી નીકળ્યો હોય, એટલે કે "શીખામણોથી ઘણુંજ ભરપુર."—૨. **જદારીહ્**, "માર," "નાશ."—૩—૩. **નિગીરીદન્**, "કોઈ ચીજને નજદીકથી જોવી."—૪. સરખાવો ફા. **પર્ક્**, "તડતડે એવા આતશ."—૫. સરખાવો ફા૦ **જખ્શ્**, "વિજળી," "વરસાદની કમાન," "સુરજનું કિરણ."—૬—૬. **જક દાત-ગાસ્ કર્દ્**, **દાતગાસ્**, શબ્દઃ અવ૦ **દાઈત્યો-ગાતુસ્**, "કાયદા મુજબનો પવિત્ર આતશ" ઉપરથી નીકળેલો છે.—૭. **પત્વસ્તગ્**, "ચાલુ," "ખાંચા વગર."—૮. **અવીતર્**. વેસ્ટઃ "વધુ ખાસ કરીને."—૯. **તર્વીનીદાર્**, અવ૦ **તર્**, "જોરથી ધસી જવું."—૧૦. એટલે કે, તરતનાં જન્મેલાં બચ્ચાં માટે તૈયાર કરેલી જગા પાક કરવા સારૂં.—૧૧—૧૧. **અન્દરૂન્-વરાન્**, સરખાવો ફા૦ **બર્**, "શરીર," "છાતિ," અવ૦ **વર્**.—૧૨. સરખાવો ફા૦ **ખૂસીદન્**, "ભીજેલું હોવું," તેપરથી "ધોયલું."—૧૩. અવ૦ **પર-હ્ઓમ**, ક્રિયા કામ સારૂં તૈયાર કરેલું **હોમનું** પાણી.

મઇધ્યોઇ-જરેમય ઋતુનું[1] માખણ[2] જે તેની પાસે લઇ જવું જોઈએ તે ચખાડવા વિષે; અને બાપ તથા માની તેનીપરની જતન; અને તે તરતનાં જન્મેલાં બચ્ચાંની બન્ને બાજુપરનાં તેઓનાં રક્ષણની[3] હદ. (૮) દીનના કાયદા મુજબ તૈયાર કરેલી તરતનાં જન્મેલાં બચ્ચાં માટેની જુદીજુદી જગાઓ વિષે; માતાએ બચ્ચાંને પાણી સાથે[4] ભેળીને આપવાનાં દુધનું પ્રમાણ;[4] અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૯) ઇજેલાં પાણી[5] તેમજ વરેસ[5] ને પવિત્ર આતશ આગળ લઈ જવા વિષે; કે જેથી ક્રિયા[6] કરનાર મોબેદ[6] ક્રિયા[7] શરૂ કરવા માટે હાથ ધોય;[7] અને તેઓને[8] પવિત્ર નહિં કરનાર શખ્સે તદન અપવિત્ર હાથોએ લઈ જવાનો ગુનાહ. (૧૦) વરેસ અને બીજી ચીજો જે પવિત્ર આતશસાથે કામમાં આવતી હોય તેને રીમનીથી બચાવવા વિષે; જો કોઈ તેઓને જાળવવાની માહીતી વગર આતશ આગળ લઇ જાય તો તેઓની જાળવણી નહિં થવાને લીધે તેઓ અપવિત્ર થાય; અને જે એવી રીતે બેદરકાર હોય તે ગુનેહગાર[9] બને છે; તેથી કાયદા મુજબ વરેસને તેને લાયકની જગાએ રાખવા જોઈએ.[10]

(૧૧) એક ઘરમાં બિછાનાંઓની[11] જગાને[11] લગતી ગોઠવણ[12] બરાબર કરવા વિષે, બચ્ચાંઓને માટે તેમજ પુખ્ત ઉમરનાં માણસો માટે; અને એક જડજના ચુકાદા વિષે, જ્યારે એક સુતાર પલંગો બરાબર બનાવે, જ્યારે ઘરનો ધણી એવું મત ધરાવતો હોય કે તે બરાબર બનાવ્યા નથી, અને જ્યારે બન્ને એમ વિચારે કે તે બરાબર નથી, અને

---

૧. જુઓ વિસ્પરદ કર્દો ૧ લો અને ૨ જો, ફ૦ ૨, અને અવ૦ આઇરીન્ગાન્ ઈ ગાહમ્બાર્, ફ. ૩.—૨. એ પાહ્લવી મિશ્ખા પરથી નીકળેલો એક હુજવારેશ શબ્દ છે. અર્થઃ "ઘી." એનો અર્થ વસંત ઋતુની વચ્ચે કાઢેલાં દુધમાંથી બનાવેલું ઘી થાય છે. એટલે કે સર્વેથી સરસ ઘી. અરેબીક, મસ્કાહ્.—૩ સરખાવો ફા૦ નિવસ્તન્, અથવા નિપસ્તન્, "જાળવવું," "રક્ષણ કરવું."—૪—૪. સામાન્ ઈ શનૂન્ ઈ શીર્, સરખાવો પાહ્લવી શનીન્, "પાણીસાથે ભેળેલું દુધ;" અથવા બચ્ચાંને પીવા માટે ખાસ તૈયાર કરેલું પાણી જે દુધમાં ભેળીને બચ્ચાંને અપાય. શનૂન્, પાહ્લવી શઊબ્, "એક જાતની કાંજી," સાથેબી સરખાવાય, એ ઉપરથી વાંચણ શઊવ્, અને તરજુમો, "દુધની કાંજીનું પ્રમાણ" એમ થાય. વેસ્ટનું વાંચણઃ સામાન્ શોનો ઈ શીર્, "માતાએ બચ્ચાંને આપવાનાં દુધની હદ અને રીત."—૫—૫. વાંચણઃ જ્ઓસ્ર (યા જ્ઓહર્) ગેસૂ-ઈચ, "ઇજેલું પાણી તથા સફેદ ગોધાના (વરસ્યાના) ઇજેલા બાલ." વેસ્ટનું વાંચણઃ જોર્ વ દીગ્—ઈચ્, "પવિત્ર પાણી યા વળી રાંધવાનું વાસણ."—૬-૬. અહીં યશ્ઓશૂદાસ્ર શબ્દ અવ૦ યશ્ઓજ્—દાથ્ર, "અશોઈ આપનાર" ને માટે વપરાયો છે; એક ક્રિયા કરનાર મોબેદ અથવા એક મોબેદ જે યજશ્ને ઈત્યાદી ક્રિયાઓમાં જ્ઓતર્ તરીકે કામ કરે.—૭-૭. ક્રાજ્ શૂસ્તન્ યદા, શબ્દાર્થઃ "પોતાના હાથ ધોય," જે કામ ક્રિયાની શરૂઆતમાં કરવામાં આવે છે.—૮. એટલે જ્ઓથ્ર તથા વરેસને.—૯. આસ્તેરેદ્, સરખાવો અવ૦ આસ્ત્રયેઈતિ, ધાતુ આ—સ્તર્, "ગુનેહગાર બનાવવું,"—૧૦. અને તેને કોઇબી રીતે અપવિત્ર થવા દેવા નહિ જોઈએ.—૧૧-૧૧. સરખાવો ફા૦ ગાહ્—વારહ્, "પાળાણું."—૧૨. ઘરધણી અને સુતાર વચ્ચેની ગોઠવણ.

જ્યારે ત્રણે જણાં એમ ધારે કે તે પલંગોમાંના ઘણાક[1] બરાબર બનાવેલા છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૨) જ્યારે લોકોને બરાબર દેખાતું નહિ હોય ત્યારે તેઓને બરાબર દેખતાં કરવાની રીત વિષે; તેને માટે એક આંખનો દાકતર નેમવો જોઈએ; જે જે લોકોની ઇચ્છા હોય તેઓને આંખની[2] ખામી કેમ કાઢી નાંખવી[2] તે શિખવે, નહિ તો, તે લોકો તે ચલાવ્યા કરે, અને પોતાને ઇજા કરે; એવી ઇજા સારૂ સજા યા તોજેશ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૩) તે માણસોને હુકમ નહિ આપવા[3] વિષે જેઓ સ્ત્રી, તથા બચ્ચાંઓ, તેમજ પુખ્ત ઉમરનાં માણસો—જેઓને લીધે એક પછી એક એમ ત્રણ વખત ભૂખમરો આવી પડે, તેઓની—ચાકરી[4] કરતા હોય;[4] વળી ભૂખમરો ચોથી વખતબી આવી પડે; કારણકે ચોથી વખત ભૂખમરો પાડવાથી, તે માણસ જરાબી[5] બંધી વગર કામ લઈ શકે;[5] અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૧૪) એક ધારવાળાં હથિયારની સંભાળ વિષે; એટલે કે, તેને ઘરમાં કેમ લઈ જવું; તેને બખ્તરમાં[6] કેમ મૂકવું; એક[7] માણસ જે તેને બીજી કોઈ રીતે રાખે યા મૂકે તેનો ગુનાહ[7]. (૧૫) અને દરેક પ્યાલા[8] અને વાસણ વિષે, જેમાં ફીણનું[9] વાસણ, પાણીથી વખત માપવાનું વાસણ,[10] અને એક મોટી[11] થાળીબી[11] સમાયલાં છે; એટલે કે, તેને ઘરમાં કેવી રીતે મૂકવાં; અને તેઓને છુપાવવાનો[12] તથા જુદાં મૂકવાનો[13] ગુનાહ. (૧૬) એક બારણું જે બરાબર ઉંચું કરેલું હોય તે વિષે; અને જ્યારે તે નીચે પડી જાય અને તેનાથી[14] કોઇને ઇજા થાય[14] અને સુતાર[15] તેને માટે નિર્દોષ હોય ત્યારે શું થાય; અને જ્યારે તે ગુનેહગાર હોય ત્યારે શું થાય.

(૧૭) માથું ધોવા[16] વિષે, અને પાણીની સંભાળ લેવા વિષે, અને તેઓને લગતાં દીની ભણતરો; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૮) બાલ કાપવાના

---

૧. **કબદીહૂને** બદલે **કબદી,** "મોટો ભાગ."—૨—૨. એટલે કે, આંખમાંથી મોતીઓ કેમ કાઢવો તે શીખવે. **હન્જીદનૂ,** અવ૦ **હન્ચૂ,** "ખેંચવું," "કાઢવું," ફા૦ **અન્જીદનૂ** અથવા **આહન્ચીદનૂ**—૩. સરખાવો ફા૦ **ફર્માયિશૂ** **બીફર્માયેદૂ, ફર્માયિશૂ,** "હુકમ," "ફરમાસ."—૪—૪. **કારૂ—ખૂગરનૂ,** સરખાવો ફા૦ **ખૂગશૂ,** "જેને એક ચોકકસ કામ કરવાની ટેવ હોય." વળી સરખાવો ફા૦ **કાર્ગશૂ,** પાહેલવી વાંચણઃ **કારાનૂ—ગરાનૂ.**—૫—૫. **અબન્દીહા કૂનિશ્ન,** જો તેને સ્ત્રી અને બચ્ચાંઓ વચ્ચે કામ કરવા દેવામાં આવે તો.—૬. વાંચણઃ **જોશનૂ,** સરખાવો ફા૦ **જૂશનૂ.** "બખ્તર."—૭—૭. બેહતર વાંચણઃ **વિનાસૂ ઈ ગબ્રા મિનૂ જિવતરૂ દાશતનૂ હન્ખેતૂન્તનૂ,**—૮. બીજી રીતેઃ **જામગૂ,** "કપડાં."—૯. સરખાવો ફા૦ **કફ્ચ,** "ફીણ," "છારી."—૧૦. સરખાવો ફા૦ **પન્ગૂ,** "પાણીના વહેવાથી ચાલતું એક અસલનું ઘડીયાળ."—૧૧—૧૧. સરખાવો ફા૦ **ખ્વાનૂ,** "મોટી રકાબી," "જમવાના ટેબલ."—૧૨. **મઈનૂગીહા હન્ખેતૂન્તનૂ,** શબ્દાર્થઃ "તેઓને છુપી યા અણદીઠ જગાએ મૂકવાં."—૧૩. **પાહરીખતનૂ,** "છુટાં મૂકવાં."—૧૪—૧૪, **અજશૂ રેશ્યૂ યેહૂવૂનેદૂ,** શબ્દાર્થઃ તેનાથી એક જખમ થાય.—૧૫. અવ૦ **દાઉરૂકરૂ.** ફા૦ **દરૂદૂગરૂ.**—૧૬. એટલે કે, બરેશ્નુમૂની ક્રિયા કરવા વિષે, જે પહેલાં માથુ ધોવાથી શરૂ થાય છે. સરખાવો અવ૦ **વંદીદાદ,** ફર્ગર્દ ૮ મી, ફ. ૪૦ વિગેરે.

વખત વિષે, જેમાં તેઓ બાલ બોડે. (૧૯) એક બચ્ચાંને પહેલી વખત બોડવા વિષે; અને તેનું ભણતર; એક શિખેલા અને એક નહિ શિખેલા હજામને હાથની હજામત; અને એક તેજ ધારવાળા અસ્તરાથી[૧] બોડવું; પુખ્ત ઉમરનાં માણસો માટેના અસ્તરા, તેમજ બચ્ચાંઓ માટેના, જે અસ્તરા બચ્ચાંઓના સંબંધમાં વાપરવાનો હુકમ હોય તેને તંદરોસ્તી[૨] આપવા સારૂં[૨] કેમ લગાડવા; તેમજ અસ્તરા માટેની ધાર કાઢવાની પથરી. (૨૦) એક હજામ હજામત કરે ત્યારે એક માણસની કેટલીક બેસવાની રીતો વિષે; અને તે હજામની પોતાની કેટલીક રીતો; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૨૧) જેઓ બજારના એક પછી એક રખેવાળો[૩] હોય તેઓ વિષે, અને એક બજારવાળું[૪] શહેર;[૪] વળી લોકોને એકમેકને અણીવાળાં[૫] હથિયારે અથવા બીજા હથિયાર કે જે વડે તેઓ પોતાનું કામ કરે તેથી જખમ કરવાથી દૂર રહેવા વિષે; તેનાથી દૂર નહિ રહેવાનો ગુનાહ. (૨૨) અને એક અણીવાળું હથિયાર કાયદાસર આપવા વિષે; અને તેને બરાબર નહિ આપવાથી થતો જખમ; ખોરાકથી ભરેલી રકાબી વાજબી રીતે લેવા-યા આપી દેવા વિષે; અને તેમ બરાબર નહિ કરવાથી થતો જખમ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૩) ઘોડા ફેરવવાની કાયદેસરની જગા વિષે; શહેરની વચ્ચેથી તેની હદ; ઘોડા ફેરવવાની જગાની યોજના; અને તેમાં[૬] કામ કરનારાઓના વડા કેળવનારાઓની કેળવણી; ઘોડા ફેરવવાની જગાપર તીર ફેંકવા વિષે; અને માણસ તથા ઢોરને થતા જખમ; ગુનેહગાર હોય ત્યારે શું થાય, અને ગુનેહગાર નહિ હોય ત્યારે શું થાય. (૨૪) એક જાસુસને[૭] કાઢી મૂકવા વિષે; તેને કયાં, કાંય, અને કેમ કાઢવો; અને તે જાસુસને જખમ કરવાથી થતો ગુનાહ યા તેથી થતું નિર્દોષપણું.

(૨૫) એક **કૂસ્તી** બનાવવાની રીત વિષે; અને કાયદા મુજબ તેને નહિ બનાવવાથી રવાનને પહોંચતી હલાકી. (૨૬) તેને કાયદાનુસાર બાંધવા વિષે; અને જે કોઈ ચીજ વિષે ફરમાન ન હોય તે નહિ વાપરવા વિષે; જો લોકો ગેરકાયદેસર **કૂસ્તી** બાંધે, અથવા ગાંઠવાલી[૮] બંધાય,[૮] તો નુકસાન થાય અને અંતઃકરણ ડંખે.[૯] (૨૭) એક નાસ્તિકને[૧૦] કાયદાનુસાર મારવા વિષે; અને તેને ગેરકાયદેસર મારવાથી થતું નુકસાન. (૨૮) રસ્તાપર આતશને બરાબર જાળવવા વિષે; અને જ્યારે કોઈ એક પગે ચાલીને પસાર કરી જવાય એવી નદી આગળ આવી પહોંચે,

૧. સરખાવો ફા૦ ઉસ્તુર્, "અસ્તરો."—૨-૨. બએશાજિશ્નીહ્ અશ્, DP. મુજબ એનો અર્થ "જીંદગીની તંદરોસ્તી" થાય; સરખાવો અવ૦ અદા, "ભેટ." —૩. ફા૦ કીર, "રખેવાળી."—૪—૪. રસ્તગ્ ઈ વાઝાર, સરખાવો ફા૦ રસ્તહ્, "માલથી ભરેલી દુકાનોની હારવાળું બજાર," "બજારનું શહેર," "અંદરથી તેમજ બહારથી પાક," "કાયદા," "રસમ."—૫. સરખાવો અવ૦ તિઘ્ર, "તિક્ષણ," અણીવાળું." —૬. અમત્ બએન્. અહીં મૂન્ ને બદલે અમત્ શબ્દ વપરાયો છે,—૭. સરખાવો ફા૦ ગુશ્, "જાસુસ." વેસ્ટઃ "સાંભળનાર."-૮—૮. ગદીંદન્ વિરગી-હઈત્, સરખાવો ફા૦ ગેરેહ્, "ગાંઠ." —૯. સરખાવો ફા૦ ગઝીદન્, "ડંખવું." વેસ્ટઃ વજગાનીહ્, "ગુનેહગારપણું."—૧૦. સરખાવો સેમીટીક, વહામ્, "નાસ્તિક."

ત્યારે આતશને કાયદેસર નહિ જાળવવાથી આતશના સંબંધમાં થતો ગુનાહ. (૨૯) લડવૈયાઓ વિષે, જેઓ લશ્કરના આગળ વધેલા ભાગમાં[1] હોય, અને અંધારાંમાં ભેળાઈ જાય; અને એકથી બીજાને હાનિ પહોંચે; અને ધાસ્તીની હદની જાહેર[1] ખબર; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૦) એક લશ્કર જે ભયમાં હોય તેનાં આગળ વધવા વિષે; અને ઇરાની લશ્કરનું બળ ઇરાની નહિ હોય તેવાં લશ્કર કરતાં વધુ હોવાથી જે લશ્કર ભય વગરની હાલતમાં હોય તેનું આગળ વધવું. (૩૧) કાયદાનુસાર તથા વાજબીરીતે હિસ્સો માંગવા વિષે; અને ગેરકાયદેસર તથા ગેરવાજબી રીતે તે માંગવાથી થતું નુકસાન. (૩૨) પહાડપરથી[2] આણેલાં બાળવાનાં લાકડાં[3] ઘરમાં લઈ જવા વિષે; હાથપર મોજાં[4] સાથે તેઓને ફરતેથી જોયા પછી તે સઘળાંને[5] મૂકવા વિષે; અને તેઓની તપાસ,[6] અને આતશ આગળ લઈ જવા વિષે; એટલે કે, તે કાયદેસર કેમ કરવું, અને તે ગેરકાયદેસર કરવાથી થતો ગુનાહ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૩) ગઑમએજને[7] આતશપર કાયદેસર ગરમ કરવા વિષે, અને જો તે ગેરકાયદેસર કરે તો તેથી થતો ગુનાહ.

(૩૪) ઘાંસચારો એકઠો કરી, તેને એકપર એક ગંજીઓમાં ગોઠવવા વિષે; એટલે કે, તે કાયદાનુસાર કેમ કરવું; જો કોઈ બીજી રીતે કરે તો તેથી થતો ગુનાહ, જેને લીધે તેને ઇજા થાય યા બીજાં માણસોને ઇજા થાય. (૩૫) અને એક કાયદાનુસાર બાંધેલું જંગલનું ઘર,[8] લોકોનાં રહેઠાણ તથા ભારબરદારી જનાવરો અને ઢોરો માટેની જગા ઉભાં કરવાની ખાસ રીત વિષે; જો તે બીજી રીતે કરે અને તેથી પોતાને ઇજા કરે યા બીજાં માણસોને ઇજા કરે તો તેથી થતો ગુનાહ.

(૩૬–૩૭) જ્યારે કોઈએ એક ભારબરદારી જનાવરને ગેરકાયદેસર કબજામાંથી છોડવી કાયદેસર બનાવ્યું હોય[9] ત્યારે જે માણસ સત્તાવગર વચ્ચે પડે છે, અને દેશના[10] સરદારોને[10] ગુસ્સે કરે છે, તેને વિષેનો ચુકાદો; અને જ્યારે તે માણસે એક ભારબરદારી જનાવરનો ગેરકાયદેસર કબજામાંથી ગેરકાયદેસર રીતે છુટકારો કીધો હોય, અને એક માણસ કાયદાનુસાર વચ્ચે પડે તેને વિષેનો ચુકાદો; અને જ્યારે બન્ને ગેરકાયદેસર હોય; અને જ્યારે બન્ને કાયદેસર હોય. (૩૮) સીમાની[11] નિશાની કરવા

---

૧. સરખાવો ખાલ્દી, **મૂજન્નખૂ**, "લશ્કરનો આગળ વધેલો ભાગ" વેસ્ટઃ **મજન્ગીહ્**, "ધાસ્તી."—૨. અવ૦ **કુઑફ્**, "પહાડ."—૩. સરખાવો અવ૦ **અએસ્મ**, "બાળવાનાં લાકડાં."—૪. **દસ્ત્-પાનગ્**, સરખાવો ફા૦ **દસ્તૂપનાહ્**, "હાથનાં મોજાં," "ચીપ્યો," યા **દસ્તાનહ્**.—૫. વેસ્ટઃ **કાદા**, "પહેલા."—૬. **પરીસીદન્**, સરખાવો અવ૦ **પઇરિશેન્તિ**, ધાતુ, **પઇરિ-ઇશ્**, "તપાસવું."—૭. **ગઑમએજ્**, સફેદ બળદની પિશાબ, જેને ઇંજવા સારૂ વાપરવામાં આવે છે.—૮. **દશ્ત્-કદગ્**, વેસ્ટઃ "ખેડુતનું ઘર."—૯. વેસ્ટઃ **કર્દન્** શબ્દને **વખ્ફુન્તન્**ને બદલે વપરાયલો સમજે છે. અહીં એક ભારબરદારી જનાવરને તેના ગેરકાયદેસર ધણી પાસેથી છોડવી તેના ખરા ધણીને આપવા વિષેની વાત છે.—૧૦—૧૦. **પદ્ગેહાનાન્**; વેસ્ટઃ **પત્-ડીહાનાન્**, "જીલ્લાના અમલદારો."—૧૧. **બન્દ્**, સરખાવો ફા૦ **કુચહ્-બન્દી**, "ગલીની સીમાની નિશાનીઓ કરવી." વેસ્ટઃ "બાંધવું."

વિષે, કે જેથી જમીન બરાબર કબજામાં[1] રહે છે; અને સીમાની નિશાની ગેરકાયદેસર કરવાથી જમીન બરાબર કબજામાં ન રહે તેથી થતો ગુનાહ, અને તેથી તે જમીનને નુકસાન થાય, યા બીજાને નુકસાન કરે. (૩૯) ઘોડાઓને તબેલામાં ગેરકાયદેસર રાખવા વિષે; અને તેઓને ગેરકાયદેસર રાખવાનો ગુનાહ. (૪૦) નાનાં તથા જબરાં ઝાડોને કાપવા વિષે; એ કામ કાયદેસર ક્યાં અને કેમ થાય; અને તેઓને બરાબર નહિ કાપવાથી થતું નુકસાન તથા ગુનાહ. (૪૧) કપડાં ધોવાની રીતો વિષે; અને જુદી રીતોથી થતો ગુનાહ. (૪૨) અને અંદર જવાની રીતો વિષે; અને રીત વગર અંદર જવાથી થતો ગુનાહ. (૪૩) તરનારા[2] પુરૂષોની પાણીમાંથી પસાર થવાની રીત વિષે; અને બીજી રીતે વર્તવાથી થતું નુકસાન તથા ગુનાહ.

(૪૪–૪૫) નેહેરોનાં તથા પગે પસાર કરી જવાય એવી નદીઓનાં વર્ણન વિષે; જેમાંથી બે માણસો પસાર થઈ શકે એવીથી તે ઘણાં માણસો પસાર થઈ શકે એવી નેહેરો અથવા નદીઓ; જે મોટી હોય તેની હદ, અને પાણી એકઠું કીધા[3] વગર, જુદીજુદી જમીનમાં નદી કેટલી ઉંડી હોય છે, જ્યારે જમીન સખત હોય ત્યારે કેટલી, તથા જ્યારે નરમ હોય ત્યારે કેટલી; અને તેઓના બહારના કાંઠાઓની હદ; જ્યારે પાણી ખારૂં,[4] યા ગરમ પણ વહેતું હોય ત્યારે કાંઠાનું[5] ઉંચાણુ[5] તપાસવા વિષે; અને જ્યારે પાણીની બહાર હોય ત્યારે કેટલી; તથા પાણીની અંદર હોય ત્યારે કેટલી. (૪૬) અને જ્યારે ખારૂં યા ઠંડું અને વહેતું. અથવા ખારૂં યા ગરમ અને સ્થિર; અથવા મિઠું યા ગરમ અને વહેતુ, પાણીની અંદર હોય ત્યારે કેટલું; અને પાણીની બહાર હોય ત્યારે કેટલું. (૪૭) અને જ્યારે ખારૂં યા ઠંડું અને સ્થિર; અથવા મિઠું યા ઠંડું અને વહેતું; અથવા મિઠું યા ગરમ અને સ્થિર; પાણીમાં હોય ત્યારે કેટલું તથા પાણીની બહાર હોય ત્યારે કેટલું. (૪૮) અને ઉંચો કિનારો તપાસવા કઇ રીત વાપરવી જોઈએ; અને દશ માણસથી તે ઘણાક માણસો પસાર થઇ શકે એવી નેહેરમાં પુસ્તા[6] આગળ, અને અંદરની પથ્થરની ભીંત આગળ પાણી સ્થિર[7] કેમ થાય છે; પુસ્તો નેહેરની અંદરથી કેવો હોવો જોઈઓ પુસ્તાની અંદર પાણીનું ઉભું રહેવું; અથવા ઝાડોનું જંગલ[8] ફેલાઈ જાય[9] અને તેઓ ઉંચાં વધે. (૪૯) નેહેરની તપાસ રાખવાની રીતો અને સાધનો ક્યાં છે; અને તે કઈ નેહેર છે જેનો જો ત્રીજો નહિ, તો અર્ધો ભાગ વહેંચાયલો છે; અને તે કઈ કે જ્યારે તેમાં પાણી હોય તેની ઉપર અને તેથી વધારે જો ચોથો ભાગ નહિ, તો ત્રીજો

---

૧. સરખાવો ફા૦ **ગન્જ્**, "ખજાનો," **ગન્જીદન્.**—૨. સરખાવો ફા૦ **શિના,** યા **શિનાબ્,** "તરવું," "તરનાર," યા **શિનાવર્**, "તરનાર." વેસ્ટનું વાંચણઃ **દાનાક્-વરન્**, "હુશીયાર."—૩. વાંચણઃ **આબ્-ચીદન્**, અવ૦ **ચિ,** "એકઠું કરવું;" સરખાવો ફા૦ **ચિદન્.**—૪. **સુર્**, "ખારૂં."—૫—૫. **મદમ્ બન્દાન્** વેસ્ટઃ "કાંઠાના સંબંધમાં." —૬. **જેહરતાન્-અએ,** અવ૦ **જયંધ્ર,** "દર્યાં," અને **સ્તાન્**, "જગા;" એટલે કે, "પુસ્તો."૭—. **આસ્તીનીદન્**, "ઉભું રાખવું;" અવ૦ **સ્તા.**—૮. સરખાવો ફા૦ **બીશહ્**, "જંગલ."—૯. સરખાવો ફા૦ **તુખ્તહ્**, "ફેલાયલું," "પંથરાયલું."

વહેંચાયલો હોય; નેહેર કે જે વહેતી[1] યા સ્થિર[2] હોય; પાછળ સ્થિર, આગળ વહેતી નેહેર હોય; પાછળ પાણી સ્થિર થાય; અને જો તેઓ બીજી રીતે વર્તે તો તેથી થતું નુકસાન અને ગુનાહ. (૫૦) અને તેઓમાંથીજ એટલે નેહેરોમાંથી જુદીજુદી જાતનાં ઢોરો માટે પાણીમાંથી તરીને જવાથી કઈ જાતનો રસ્તો છે; અને જો બીજી રીતે વર્તે, અને તેથી જો નુકસાન થાય તો તેનો ગુનાહ. (૫૧) પાણીપરથી પસાર થઈ જવા માટે ઉભાં કીધેલાં બાંધકામ[3] વિષે, જ્યારે તે જાહેર વપરાસ સારૂં નવુંજ આપવામાં આવ્યું હોય; અને જ્યારે પાણી ખારૂં તથા વહેતું હોય, અને જ્યારે ખારૂં તથા ઉભું રહેલું હોય; અને જ્યારે મિઠું તથા વહેતું, અને જ્યારે મિઠું તથા સ્થિર હોય, તેમાંથી પસાર થવા સારૂં અને તેમાંથી કોઈને જેમ ગમે તેમ પસાર થવા સારૂં એવી અને એવી સગવડ હોવી જોઈએ; તેમજ જે પાણી વહેતાં પાછું હઠયું હોય તેની પર એવી તપાસ રાખવી જોઈએ; અને જો કોઈ તેને બરાબર તપાસ્યા વગર તેનીપર જાય તો તેથી થતું નુકસાન તથા ગુનાહ.

(૫૨) બે જણા જેઓ લડવૈયા હોય, અને જેઓ રસ્તાપર સાથે ભેગા થાય[4] તેઓ વિષે; તેઓમાંનો કયો ઘોડાની સંભાળ લે, અને કયો ખાણું તૈયાર કરે, અને તેજ બાબતની બીજી રસમો; અને તેજ બાબતપર જેખી વધુ હોય તે. (૫૩) રસ્તાપર ખાણું ખાવાનો તથા પીવાનો ગુનાહ; એટલે કે, જો તેઓ બીજી રીતે વર્તે તો એવી ચાલ કેવી ગુનાહભરી છે.

(૫૪) મેંઢાં તથા ભારબદારી જનાવરો માટેના ઉપાયો વિષે, જેઓમાં વધુ જીંદગી[5] પાકી મૂકવામાં આવી હોય; અને મેંઢાં, તથા બકરાં, તથા ગાય, તથા ઘોડી, તથા ગધેડાંને પાળવાની હદ, અને પહાડની[6] સરહદપર,[6] તથા નર સાથે માદાને રાખવાની હદ. (૫૫) ભારબરદારી જનાવરો, મેંઢાં તથા માદાઓ વિષે, જેઓ માટે, વેહ સાંકડો હોવાને લીધે, સુવાવડ વખતે દુ:ખી[7] ન કરવા સારૂં વહાડકાપનાં હથિયારોનો ઉપયોગ થાય છે. (૫૬) જ્યારે તેને સંભાળવાની જરૂર હોય ત્યારે, એક નર ભારબરદારી જનાવરને માદાથી દૂર રહેવાના અંતરની હદ વિષે. (૫૭) એક માણસે એક બળદને કેટલો દૂર રાખવો જોઈએ તેની હદ વિષે, જે બળદે એક ઘાંસનું[8] ઝુંપડું[8] તોડી પાડયું હોય,[9] જે ઘાંસ બીજા જેઓ તેની સાથ તંટો કરે તેનું હોય; જ્યારે તે બળદને ગાયો વચ્ચે પાછો લાવવા દેવાય ત્યારે કેમ થાય; અને તેજ બાબતપર જેખી વધુ હોય તે.

---

૧. અઊશ્તાન્મન્દ્, શબ્દાર્થ "જીવતી;" અવ० ઉશ્તાન, "જીંદગી."—૨. અઊઝૂશ્તાન્, "સુસ્ત," "મંદ."—૩. અવર્-પાદિશ્નીહ્, સરખાવો ફા० બર્ પા, "ઉભું કીધેલુ," "બાંધેલું," અને બર્ પા કર્દન્, "બાંધવું."—૪. ખજેન્દ્, સરખાવો ફા० ખજીદન્, "પેટે ચાલવું," "ચાલવું."—૫. શ૦તર્, સરખાવો ફા० શર્, "જીંદગી." વેસ્ટઃ જાન્-તર્, "નવી જીંદગી."—૬-૬. જક્ ઈ રીગ્; સરખાવો ફા० રીધ્, "પહાડની કઢણ." વેસ્ટઃ વ ખજૂરા, ("અને ડુકકર") સુચવે છે. જે DM માંનું વાંચણ નથી.—૭. અતુતગ્; સરખાવો ફા० અતૂત, "તીખાસ," "ખડબચડાપણું."—૮—૮. વાંચણઃ બર્ગીગ્ ઈ ગિયહ્; સરખાવો ફા० બર્ગૂગ, "બાંધકામ," "ઇમારત." વેસ્ટઃ બર્કસગ્ ઈ ગિયહ્, "છુપાવેલું ઘાંસ," સરખાવો ફા० બર્ગસહ્, "છુપું," "સંતાડેલું."—૯. વિશૂર્દત્, "તેનો ભાંગીને નાશ કીધો."

(૫૮) તેના માબાપની પાયમાલીમાંથી[૧] એક માણસના બચાવ યા દૂર રહેવા વિષે, ખરાબ[૨] શુકન[૨] ઓચરવાથી[૩] તેનું તેઓને લીધે બીકથી[૪] ભરેલા થવું. (૫૯) એક બચ્ચાંને લીધેના બાપના ગુનાહ વિષે, જ્યારે તે બચ્ચાંને એક બેવફા માણસને[૫] સોંપ્યા પછી તે પાછો બોલાવે; જ્યારે તે આવે, ત્યારે એક મેંઢાંને ગેરકાયદેસર બીવડાવવાથી અને એક ભારબરદારી જનાવરને ફટકાવવાથી જે ગુનાહ નીપજે તે કદાચ થાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬૦) અને એક રોપો જે દવાનાં કામમાં વપરાય તેને ઉખેડી નાંખવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬૧) અને દેવ-પરસ્તો સાથે ભેગી ભેટો અર્પણ કરવા વિષે; એટલે કે, તે પરવાનગી[૬] સાથે કેમ થાય; અને જ્યારે પરવાનગી નહિ હોય ત્યારે કેમ; જ્યારે ભેગી ભેટો આપવામાં આવે ત્યારે તે બેઆબરૂ થયલી ગણાય ત્યારે કેમ થાય; અને જ્યારે ઈરાનીઓ કરતાં વધુ માન મળે ત્યારે કેમ થાય. (૬૨) અને જે ખોરાક તેમાં દેવપરસ્તો ખાધો અને પીધો તેના ટુકડાઓ વિષે. (૬૩) બીજાને ભૂખે મારવા માટેની તોજેશ કરવા માટે રોટલી સાથે આપવાનાં ગોસનાં પ્રમાણ વિષે. (૬૪) એક કસોટી વિષે; જે સખત હોય, અને વળી સખત નહિ હોય; તેમાં ભેટ આપવાથી નિર્દોષતાની જાહેરાત. (૬૫) દીનના ભરમો વિષે, અને તેઓને ઉઘાડા કરવાથી થતો ગુનાહ. (૬૬) બીજાની સ્ત્રીઓને ખરાબ[૭] શબ્દો કહેવાના ગુનાહ વિષે. (૬૭) સર્વથી નાનાં ઘર, ગામ, દેશ, અને પ્રગણાંની હદ વિષે; અને સર્વથી સરસની હદ વિષે. (૬૮) અને ખુનખાર[૮] લડાઈમાં[૮] ફ્રશઑસ્ત્ર[૯] તથા જામાસ્પનું[૯] રહેઠાણ કઈ જાતનું હતું તે વિષે, અને તેઓની ટેવ.

---

૧. સરખાવો ફા૦ હુશ્, "નાશ," "પાયમાલી." વેસ્ટ: "મરણ."—૨—૨. વાંચણ: મૂર્વાગૂ ઈ સર્યા, સરખાવો ફા૦ મુર્વા, "સારા શુકન્."–૩ ફ્રૂમા, "મોહેડું."–૪. બીમાર્. એ શબ્દ પહલવીમાં બીમ્રને બદલે કદાચજ વપરાય છે.–૫. વાંચણ: અપેનમગ્—ઈ; સરખાવો અવ૦ અપ્નમ્ "પાછું ફરવું," ચાલી જવું." એ ઉપરથી એક માણસ જે ભલી દીન તરફથી ફરી ગયો હોય તે. વેસ્ટ: અપેનમકો—ઈ, "બુરી ચાલનો માણસ."—૬. દસ્તોબરીહ, "સત્તા સાથે."—૭. સ્યાહ્, શબ્દાર્થ: "કાળા."—૮—૮. વાંચણ: પવન્ શિશ્—ગર્, વેસ્ટ: પવન્ લાઈશ્કર્ લશ્કર્, "લૂંટતાં લશ્કરમાં."—૯—૯. એ પ્રખ્યાત પુરૂષો જરથુશ્ત્ર પએગામબરના જમાનામાંજ હયાતિ ભોગવી ગયા છે.

## બાબ ૩૮ મો, સગાતૂમ્ નસ્ક.

(૧) એક વિભાગ **હચીદગાનિસ્તાન**[1] નામનો છે, જે જપ્ત કરેલી મિલ્કત અને તેને તેથી રાખવા[2] વિષેના અહેવાલનું પુસ્તક છે; જીવવાળી ચીજોને કેદ કેમ રાખવી; જ્યારે **પસુશ્-હુઉર્વ**ના હવાલામાં રહે ત્યારે કેમ થાય અને જપ્ત[3] કરનારના હવાલામાં[3] હોય ત્યારે કેમ. (૨) અને જ્યારે લડવૈયાઓ પાસેથી એક ઘોડાને જપ્ત કીધો હોય અને જો તેને કોઇબી જાતની કેદમાં રાખવાનું બની શકે એવું નહિ હોય, તો તેને કેમ કેદ કરવો; અને તેનાથી નુકસાન થવાનો ભય હોય, ત્યારે એ બાબતમાં શું કરવું; સઘળી બાજુએથી ધાસ્તી હોય ત્યારે કેમ કરવું; જ્યારે એક બાજુથી બચાવ[4] મળતો હોય ત્યારે કેમ કરવું; જ્યારે આશા હોય છે ત્યારે બચાવ બચાવની હદમાં હોય છે; બચાવ કેટલો અને કઈ જાતનો છે. (૩) જ્યારે એક ભારબદારી જનાવરને જપ્ત કરવામાં આવ્યું હોય ત્યારે, તે જપ્ત કરનારના તાબામાં આવ્યા પછી, તેને કેટલો વખત રાખવું, અને તેની પાસબાની કરવાનાં કામમાટે પગાર[5] શું આપવો તે વિષે હુકમ થવો જોઈએ; જપ્ત કરનાર જ્યારે આગળ હોય ત્યારે કેમ થાય; એટલે કે, તેમાં તેનો હિસ્સો હોય ત્યારે તેનાં પોતાનાં ખાસ કામ માટેના પગાર સારૂ પણ હુકમ કાયદેસર આપવો જોઈએ; તેનાં કામ માટે કેવો અને કઈ જાતનો હુકમ આપવો જોઈએ. (૪) અને જ્યારે જપ્ત કરેલાં જનાવરને બચ્ચું હોય ત્યારે તેની મા તેને કેવી રીતે ધવરાવે; તે બચ્ચાંને કેમ પાલવું; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે; વળી ગેરકાયદેસર વર્તવાથી થતો ગુનાહ.

(૫) અને જપ્ત કરનારૅ વિષે, જ્યારે એક ભારબરદારી જનાવર તેના હવાલામાં આવે; જ્યારે તેની રીત[6] મુખ્ય કરીને[7] સખત[8] હોય ત્યારે કેમ થાય, અને જ્યારે તે તેના ઉપયોગ તથા ફાયદા સાથે આવે ત્યારે કેમ. (૬) એક મેંઢાંનું

---

૧. મિલ્કતને જપ્ત કરવાના કાયદાઓનો સંગ્રહ; સરખાવો ફા૦ **હચીદન્**, "જપ્ત કરવું," "લઈ જવું."—૨. **દારીગીહ્**; કદાચ **યારીગીહ્** "મદદ," યા **શરીગીહ્**, "ભાગીદારી."— ૩-૩. **હચીદગ્-દારીહ્**, "જપ્ત કરવું," યા "જપ્ત કરેલાં જનાવરને હવાલામાં રાખવું."—૪. **સ્રવિશ્ન**, અવ૦ **શ્રા**, "પાલવું."—૫. **નીર્મદ્** શબ્દ ઘણો ખરો એક મોબેદના પંથકમાંના હિસ્સા સારૂં વપરાય છે.—૬ વાંચણઃ **આઈન્** ઈગ્; વેસ્ટઃ **અએ-વાજ્**, "કીર્તિ."—૭. વેસ્ટ, "ખાસ."—૮. વેસ્ટઃ **ગરતગ્**, "ફેરવેલું હોય."

હલવાન[1] જે જપ્ત થયેલું હોય તેને જપ્ત કરનારનાં પોતાના ટોળામાં રાખવા વિષે; એટલે કે, તેનું દુધ મ્યજ્દમાં[2] આપવાની રસમ કેમ પડી છે; મ્યજ્દ બનાવા માટે એક જપ્ત[3] કરેલાં મેંઢાંની ખબર આપવા વિષે; વળી જ્યારે તેને ટોળાંમાં રાખી શકાય નહિ ત્યારે તેને બાંધવાની રીત કઈ છે; વળી જ્યારે તેને કેદ રખાય નહિ ત્યારે તેનું શું કરવું જોઈએ. (૭) એક જપ્ત કરેલાં મેંઢાંના ઉન વિષે; એટલે કે, જાહેર થયલા વખતની અગાઉજ જો કાપવું હોય તો કેમ થાય; જાહેર થયલા વખતની અગાઉ કાપવાનો ગુનાહ, અથવા જે માણસ જ્યારે તે કાપવાનો સબબ નહિ હોય ત્યારે કાપે તેનો ગુનાહ. (૮) એક મેંઢું જે જપ્ત[4] કરેલું હોય તેને બચ્ચાં જણાવવા વિષે; અને તેને બચ્ચાં નહિ જણાવવાથી થતો ગુનાહ. (૯) એક ઘર, ગામ, શહેર,[5] યા જીલ્લામાંની સર્વેથી જાહેર જગામાં એક જપ્ત કરેલાં મેંઢાંને ખવડાવવા[6] વિષે. (૧૦) એક પાસબાનના[7] ગુનાહ વિષે, જ્યારે તે, જપ્ત કરનારની નિર્દોષિતા છતાં જપ્ત કરનારને આપ્યા વગર એક માદાને જપ્ત કરે; અને ગોસ[8] ખાનારાઓ[8] માટે તે પકડાય તેની અગાઉ તેને ગેરકાયદેસર ફટકાવવાથી અને જખમી કર્યાથી જે ગુનાહ થાય તેમાંથી નીપજતો ગુનાહ; અને તેથી થતા બીજા ગુનાહો. (૧૧) એક જગા કે જેને માટે વખત નક્કી થયો હોય ત્યાં માદાને જપ્ત કરનાર તરફથી ઘસડીને લઈ જવા માટે પાસબાન તથા જપ્ત કરનાર વચ્ચે નક્કી થયલા વખત વિષે; જ્યારે પાસબાન આવે, અને જપ્ત કરનાર નહિ આવે ત્યારે શું થાય; જપ્ત કરનારના તાબામાં તે જપ્ત કરનારનાં જનાવરનું આવવું કેમ થાય, અને કયારે; અને જ્યારે તે જપ્ત કરનારનું મેંઢું તથા ભારબરદારી જનાવર હોય, ત્યારે તે જપ્ત કરનારના કબજામાં કેમ આવે; જ્યારે તે મેંઢું અને ભારબરદારી જનાવર, જે જપ્ત કરવામાં આવ્યાં હોય, તે જપ્ત કરનારના હવાલામાંજ મરી જાય, ત્યારે તે બાબતમાં તેનાં હલવાનોને કેમ અને કેટલો વખત ખવડાવવું જોઈએ, તથા તેજ મેંઢું, જે મરી જાય, તેનું ઉન કેમ અને કેટલો વખત જાળવી રાખવું જોઈએ; અને મેંઢાંને લગતો ગુનાહ, જ્યારે તે તેઓને ખવડાવતો નથી અથવા બીજી રીતે ખવડાવે છે.

---

૧. સેમીટીક શબ્દ, સરખાવો ખાલ્દીઃ **કોજા**. —૨. ક્રિયામાં અર્પણ કરેલી પવિત્ર ભેટ.—૩. DM. માં **અવીજગ્**, કદાચ **હચીદગ્**, "જપ્ત કરેલાં"ને બદલે.—૪. આ વાંચણ DM. માંનું છે. વેસ્ટઃ **હચીદગ્**, "જપ્ત કરેલું."—૫. સરખાવો અવ૦ "**જન્તુમ**"—૬. ૧૬મા ફકરા પ્રમાણે વાંચણઃ **સુદન્**, અવ૦ **શ્રા**.—૭. વેસ્ટઃ **પસીગ્**, "ભરવાડ."—૮—૮. **ખૂર—ખારાન્**, **ખૂર—ખારાન્**ને બદલે; સરખાવો, ફા૦ **ખૂર**, "માંસ," "ગોસ," વેસ્ટઃ "ગોસ ખરીદનારા," ફા૦ **ખરીદન્**.

(૧૨) એક મેંઢાં વિષે, જેને કોઈ શખ્સનું ટોળું જે જપ્ત કરવામાં આવ્યું હોય, તેમાં ભેળી નાંખવામાં આવ્યું હોય; એક પાસબાન તે ટોળાંને ધરાવતો હોય ત્યારે કેમ થાય, અને એક **પસુશ્-હુરૂવ** તેને ધરાવતો હોય ત્યારે કેમ થાય. અને જ્યારે તે મેંઢાંને જપ્ત કરવાને લીધે તેને એક ટોળાંમાં ભેળવામાં આવ્યું હોય;[1] જ્યારે પાસબાન, અને જ્યારે **પસુશ્-હુરૂવ** બીજાં ટોળાંમાં જાય ત્યારે કેમ થાય; જ્યારે તે ટોળાંનો પહેલો ધણી હોય ત્યારે કેમ થાય, અને જ્યારે તે બીજો ધણી એટલે **પસુશ્-હુરૂવ** હોય ત્યારે કેમ થાય. (૧૩) તેના જરૂરી ખોરાક[2] સારૂં **પસુશ્-હુરૂવ**એ એક જપ્ત કરેલાં મેંઢાંને હલાલ કરવા વિષે; એટલે કે, તે કેમ બની શકે એવું છે, અને તે કઈ રીતે કરવું જોઈએ. (૧૪) અને તે માણસ વિષે, જે તે મેંઢું યા ભારબરદારી જનાવર જે જપ્ત કરવામાં આવ્યું હોય તે ધરાવતો હોય, જ્યારે તે એક જીલ્લામાં આવે; તેની જાત, રંગ, અને ભીનાયલા કરચળીવાળા[3] વાળો[3] વિષે જપ્ત કરનારે જીલ્લાના વડાને ખબર આપવા વિષે, જેનાં ટોળાંમાં તે મેંઢું અને ભારબરદારી જનાવરને ગણવામાં આવ્યું હોય. (૧૫) અને મેંઢાં સાથના એક માણસપર તપાસ રાખવા વિષે, જેની બિમારી તેનાં મેંઢાંને હલાલ કરવાનાં કામમાં થયલા જખમને લીધે હોય અને જે કામ કરી શકે એવી હાલતમાં નહિ હોય; અને જ્યારે[4] બિમારી સાજી થવાની નિશાની હોય[4] અને ઈસ્પિતાલ[5] હોય ત્યારે શું ફરજ બજાવવી જોઈએ; જ્યારે ખાવાની સગવડ[6] હોય, અને ઈસ્પિતાલ નહિ હોય; જ્યારે ખાવાની સગવડ નહિ હોય અને ઈસ્પિતાલ હોય; અને જ્યારે ખાવાની સગવડ નહિ હોય અને ઈસ્પિતાલબી નહિ હોય ત્યારે શું કરવું. (૧૬) જપ્ત કરેલાં મેંઢાં અને ભારબરદારી જનાવરને લીધેની જપ્ત કરનારની હાજતો વિષે, જ્યારે એવી રસમ હોય કે તે તેઓને વરસના ચોથા ભાગ સુધી ખવડાવે, અને જ્યારે ત્રીજા ભાગ સુધી, અને જ્યારે અર્ધા

---

૧. વેસ્ટ: કહે છે કે: પહેલો જપ્ત કરેલાં ટોળાંમાંનાં નહિ જપ્ત કરેલાં મેંઢાં વિષેનો ઇશારો છે. જ્યારે બીજો નહિ જપ્ત કરેલાં ટોળાંમાંનાં જપ્ત કરેલાં મેંઢાં વિષે છે.—૨. સરખાવો ફા૦ **તોશહ્**, "ખોરાક," "જરૂરની ચીજો."—૩—૩. સરખાવો ફા૦ **ગુર્સ્**, "કરચળીવાળા વાળ." વેસ્ટ: **વ—દરન્દ્—ઈ—દેન્મન્**, "અને તેનો આકાર."—૪—૪. **અમત્ નિશાન્ મિન્ વિદાર્**, શબ્દાર્થ: "જ્યારે હાલવાની યા પસાર થવાની નિશાની હોય." DM. મુજબ **અમત્ નિશાન્ મુર્દાર્**, "જ્યાં નાપાકીની નિશાની હોય;" સરખાવો ફા૦ **મુર્દાર્**, "નાપાક," "મેલું."—૫. સરખાવો ફા૦ **પનાહ્**, "આસરો લેવાની જગા," "ઈસ્પિતાલ," "આસરો."—૬. સરખાવો ફા૦ **ખુર્દાર્**, "ઘરમાંથીજ ખાતો હોય તે નોકર." અહીં **ખર્દાર્**, **ખૂર્દારીહ્** ની જગાએ વપરાયો છે.

ભાગ સુધી, અને જ્યારે તે તેઓને આખાં વરસ સુધી ખવડાવે[1]; અને જ્યારે તે કે જે તેને મળે તે એક નાનું જનાવર હોય, અને જ્યારે તે એક મોટું જનાવર હોય; એટલે કે, તેને ખવડાવવાનાં સાધનો અને તેની ખાસ સંભાળ વિષે, જમીનની[2] નીચે અનાજની વખાર[2] હોય ત્યારે કેમ થાય, અને એક ઝાડ હોય ત્યારે કેમ; અને જ્યારે એક ભાંગેલો[3] ગુફો[3] હોય ત્યારે કેમ, અને જ્યારે તે એક પાંજરૂં[4] હોય ત્યારે કેમ થાય, જે પાંજરૂં આખું બનાવેલું[5] પણ ભાગેલું, યા આખું અને મજબુત, યા જોરમાં પુરૂં હોય.

(૧૭) એક ખજાના[6] વિષે, જે તેઓ ઘરની આસપાસમાં[7] મેળવે, અને તે કે જે તેઓ કોઈનાં ઘરની હદમાં મેળવે. (૧૮) એક છુપાયલા ખજાના વિષે, જ્યારે તે રસ્તાપર મળે, અને જમીન સખ્ત હોય; જ્યારે તે એક આંગળ નીચે હોય ત્યારે કેમ થાય, જ્યારે તે બે આંગળ નીચે હોય ત્યારે કેમ થાય; તેજ મુજબ જ્યારે જમીન નરમ હોય ત્યારે કેમ થાય, જ્યારે બે આંગળ નીચે હોય ત્યારે કેમ, અને ત્રણ આંગળ નીચે હોય ત્યારે કેમ. (૧૯) જ્યારે તે ખજાનો રસ્તાની વચ્ચેથી જડે, અને જમીન સખ્ત હોય, જ્યારે તે બે આંગળ નીચે હોય ત્યારે કેમ થાય, અને તે ત્રણ આંગળ નીચે હોય ત્યારે કેમ થાય; જ્યારે જમીન પોચી હોય, અને જ્યારે તે ત્રણ આંગળ નીચે હોય ત્યારે કેમ થાય; અને જ્યારે ચાર આંગળ નીચે હોય ત્યારે કેમ. (૨૦) જ્યારે તે ઉંચાણ યા નીચાણપર આવેલો હોય, જ્યાં તે રસ્તાથી દૂર ફરી જાય, અને જમીન સખ્ત હોય, જ્યારે એટલા સુધી[8] જેટલો અંદર હોય ત્યારે કેમ થાય, અને અર્ધા પગ[9] જેટલો ઉંડો હોય ત્યારે કેમ, જ્યારે જમીન પોચી હોય ત્યારે, જ્યારે અર્ધા પગ જેટલો ઉંડો હોય ત્યારે કેમ થાય, અને ગુંઠણ[10] જેટલો ઉંડો હોય ત્યારે કેમ. (૨૧) અને

---

૧. જુઓ વેસ્ટની નોટ ૨૭, પા. ૧૩૪.—૨—૨. સરખાવો ફા૰ **ચધારૂ**, "જમીનની તળેની અનાજની વખાર." (સ્ટાઈન્ગાસ્).—૩—૩. **વર્ખનૂ—ઈ ઈ કૂશતગ્**, સરખાવો ફા૰ **બર્ખ**, "જમીનની નીચે કરેલી રહેવાની જગા," "ગુફો."—૪. ફા૰ **પન્જરહ્**; "પાંજરૂં," "કટેરાવાળી જગા."—૫. **અન—અન સ્પૂરીગ્**, "આખું નહિં એવું નહિ," એટલે "આખું."—૬. **ખ્વાસ્તગ્**, "દોલત."—૭. **પર્વન્દીદ્**, યા **પરૂ-વસ્તૂ**, સરખાવો અવ૰ **પઈરિ** અને **બન્દ્**, "બાંધવું."—૮. સરખાવો અવ૰ **આ—અવન્ત્**, "એટલા સુધી." વેસ્ટ એમ ધારે છે કે પાજન્દ **આ અવદ્ આ**ક**પદ્** ને બદલે વપરાયલો છે.—૯. સરખાવો અવ૰ **પઈતિશ્તાન**, "જેનીપર ઉભા રહીયે તે ભાગ" (**પઈતિ** અને **સ્તા**, "ઉભું રહેવું;") "પગ," સં૰ प्रतिष्ठान.—૧૦. સરખાવો અવ૰ **ઝ્નુ**, સં. जानु. ફા૰ **ઝાનૂ**, "ગુંઠણ."

૬

જ્યારે તે વહેતાં[1] પાણીમાં[1] હોય, અને જમીન સખ્ત હોય ત્યારે, જ્યારે ગુંઠણ જેટલો ઉંડો હોય ત્યારે કેમ થાય, અને અર્ધી જાંગ[2] જેટલો ઉંડો હોય ત્યારે કેમ, અને જ્યારે જમીન પોચી હોય ત્યારે, જ્યારે અર્ધી જાંગ જેટલો ઉંડો હોય ત્યારે કેમ થાય, અને જ્યારે ગુન્દ[3] જેટલો ઉંડો હોય ત્યારે કેમ. (૨૨) અને જ્યારે પગે[4] પસાર કરી જવાય એવાં પાણીમાં[4] હોય અને જ્યારે જમીન સખ્ત હોય ત્યારે ગુન્દ સુધી ઉંડો હોય ત્યારે કેમ થાય, અને ડુંટી[5] સુધી ઉંડો હોય ત્યારે કેમ; અને જ્યારે જમીન પોચી હોય ત્યારે, જ્યારે ડુંટી સુધી ઉંડો હોય ત્યારે કેમ થાય; અને મોહોડાં સુધી ઉંડે હોય ત્યારે કેમ થાય. (૨૩) અને જ્યારે તે ગોસના ઓરડામાં,[6] યા જંગલની વચ્ચે,[7] યા મેંઢાંનાં ટોળાંને રહેવાની જગામાં[8] હોય; એટલે કે, જ્યારે તે શરીરવાળાં પ્રાણીઓ માટેનું જાથુકનું[9] રહેઠાણ નહિ હોય[9] ત્યારે કેમ થાય, અને જ્યારે જાથુકનું રહેઠાણ[10] હોય ત્યારે કેમ.

(૨૪) અને એક મેંઢું જે જપ્ત કરેલું હોય તેને ખવડાવનાર માણસ વિષે; એટલે કે, જ્યારે તેનો ભંડાર પુષ્કળ હોય ત્યારે કેમ થાય, અને જ્યારે તે આવે તેવુંજ તેને ખવડાવે ત્યારે કેમ થાય. (૨૫) જપ્ત કરેલાં મેંઢાંને લગતી તકરાર વિષે, જ્યારે એક જણ કહે કે તે તેની માના રંગનું જનમ્યું હતું, બીજો કહે કે, તે ભીનાશવાળા કરચળીવાળા વાળોનું હતું, અને બન્ને જણા ખરા હોય; અથવા એક જણ એક ખાસ્યત જે ખરી હોય તે વિષે બોલે, અને બીજો કેટલીક નિશાનીઓ જે ખરી નહિ હોય તે વિષે બોલે; જ્યારે તેઓ જુદીજુદી ખાસ્યતો જણાવે ત્યારે કેમ થાય, અને કેવી રીતે; અને તેજ બાબતપર જેઓ વધુ હોય તે. (૨૬) એક મેંઢું[11] જે જપ્ત કરવામાં આવ્યું હોય તેને વિષે, જેને ઉંચાંમાં ઉંચાં જંગલોમાંથી પસાર થવું પડે

---

૧–૧. વાંચણઃ આવાન્ તાગ્, "વહેતાં પાણી" અવ૦ તચ્, "વહેવું." કદાચ આવ્–હુતાગ્, "બરાબર વહેતું પાણી."—૨. સરખાવો અવ૦ શાન.—૩. અવ૦ ગઐન્તિ, ગન્, "ગંધાવું;" ફા૦ ગન્દ્, યા ગુન્દ્, "શરીરમાનું ગંધ મારતું નાકું."—૪–૪. આવાન્ વિતર્ગ્, "પાણીમાંથી પસાર થવાનો રસ્તો."—૫. નાફ્ગ્, સરખાવો અવ૦ નાફ્ન્ગ્, "ડુંટી."—૬. સરખાવો ફા૦ આશ્, "ગોસ," "ખોરાક," એપરથી આશ્–ખાનહ્, "ગોસ મૂકવાની જગા."—૭. સરખાવો ફા૦ વન્, "જંગલ."—૮. પાહ્–હસ્ત, "મેંઢાંનો વાડો." અવ૦ પસુશ્–હસ્ત, "મેંઢાં તથા ઢોર માટેની ઘેરી લીધેલી જગા."—૯–૯. ફારસીમાં વારેઘડીએ અફ્રાજ઼ તથા ફ્રાજ઼ એકજ અર્થે વપરાય છે. પણ પહલવીમાં એ શબ્દો ઉલટા અર્થે વપરાય છે.—૧૦. જુઓ વેસ્ટની નોટ ૧લી, પા૦ ૧૩૬.—૧૧. DM માનો પીસ્ ફા૦ પીસ્ સાથે સરખાવાય, અર્થઃ "કોહોડ," "સફેદ," "નઠાઈ."—

કે જ્યાં તેને કાયદેસરનો ખોરાક મળે; જ્યારે ત્રણ વરસ, ત્રણ રહેઠાણ, અને ત્રણ જગા, અને નવ હિસ્સા હોય ત્યારે કેમ થાય; અને તેમજ તેજ બાબતપરના બીજા કેટલાક ચુકાદાઓ.

## બાબ ૩૯ મો, સગાતૂમ્ નસ્ક.

(૧) એક વિભાગ **જીયાનગિસ્તાન** નામનો છે, જે જીવતાંઓને,[૧] અને ગુજરેલાં[૨] માણસોને કાયદેસર જીવવાથી[૩], આપવાથી, લેવાથી, અને પાછું આપી દેવાથી જે નુકસાની થાય તે વિષેનું પુસ્તક છે, બન્નેનું[૪] રક્ષણ કરવાની તથા સંભાળ લેવાની ફરજ[૪]; ખોરાક, અને બિછાનું[૫] અને દિલસોજ[૬] મદદ[૬], અને જખમી[૭] હાલત[૭] પછી જે સાજી[૮] થતી હાલત આવે[૮] તે; અને જીવતાં માણસોની સગવડ[૯] તથા ગમત પુરી પાડવા[૯] વિષે; અને કાયદા વિરૂદ્ધની ચાલથી જે ગુનાહ થાય તેની સજા; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૨) જખ્મી થયલાઓને[૧૦] માટેની ભેટની હદ વિષે; અને તે કે જે નશીબથી જખ્મી થયો હોય અને જ્યારે નશીબથી નહિ થયો હોય ત્યારે તેની ભેટ; કોઈ કાંઈ આપે તેનો વખત તથા જગા; તે કે જ્યારે તે વધુ પુરતી રીતે આપે, અને વધારો ક્યાં અને કયો છે.[૧૧]

---

૧. સરખાવો અવ૦ **ઉશ્તાન**, "જીંદગી." (અવ૦ ધાતુ **ઉશ્**, "બળવું.") વેસ્ટઃ "જીવવાળું."—૨. સરખાવો અવ૦ **ઉઝ્જુશ્તાન**, "જીવ વગરનું," મરણ પામેલું."—૩. એટલે કે, જ્યારે તેઓ કાયદેસર જીંદગી ભોગવતાં હોય, ભેટ આપતાં હોય, વિગેરે. સરખાવો ફા૦ **ઝિસ્તાન્**, અવ૦ **જિ**, "જીવવું."—૪—૪. વેસ્ટઃ "બન્ને જાતોનો બચાવ તથા સંભાળ લેવાની ફરજ."—૫. **બાલીનીદારીહ્**, સરખાવો પહલવી, **બાલીન્**, "ટકયો." વેસ્ટઃ "વધારો."—૬—૬. વાંચણઃ **અઈયાર્બરીહ્**, સરખાવો ફા૦ **બાર્**, "દલગીરી,""દિલસોજી." વેસ્ટઃ"ભરણપોષણ;" વાંચણઃ **અઈયાર્—યારીહ્**, ૭—૭. **ખસ્તીનીદારીહ્**. વેસ્ટઃ **અસ્તીનીદારીહ્**, "ખાતું."—૮—૮. **સાતૂનીની દારીહ્**, "બિમારીમાંથી સાજા થયા પછી હાલવા ચાલવાનું જોર પેદા થવું." વેસ્ટઃ "ઉત્તેજન."—૯—૯. **આસાનીનીદારીહ્**, પહલવી, **આસાન્**, "સગવડ."—૧૦. કદાચ અકસ્માતથી થયલી ઇજા વિષે અહીં ઇશારો હોય.—૧૧. એ ફકરાનો વેસ્ટનો તરજુમોઃ "ખરાબ થયલી ભેટના દાખલા વિષે, જ્યારે કોઇ તે ચીજ એક ગરીબ માણસને ઠરાવેલે વખતે આપે, અને જ્યારે કોઈ નહિ ઠરાવેલે વખતે આપે; અને જ્યારે કોઈ વધારે આપે ત્યારે વધારો કયાં અને કયો છે."

(૩) એક મેંઢાં વિષેનો ચુકાદો, જ્યારે તેને હલાલ કર્યા અગાઉ[1] તેઓ તેને ફરીથી દુ:ખ દે; પ્રાણઘાતક જખમ વિષેનો ચુકાદો; જ્યારે મેંઢાને કતલ કરવાને ઠરાવેલા વખતે કોઈ તેને પાછું આપી દેતું નથી, જ્યારે તેને ઉંચા ઉપયોગ સારૂં દીનના સબબે આપવાનો હુકમ થયો હોય, અને જ્યારે કોઈ તેને પોતાના કબજામાં રહેવા દે ત્યારે તેનો ચુકાદો.

(૪) સ્થાવર[2] મિલકતો વિષે જે વહેંચાયલી હોય, જ્યારે તેઓને, દરેકને જુદીજુદી, મોટી કે નાની કિંમતની, કોઈ ઉપયોગમાં રાખે, અને જ્યારે ઉપયોગમાં[3] ન રાખે;[3] એટલે કે, કિંમત આપીને કોઈએ કેટલી કિંમતે[4] એક મિલકત રાખવી[5] જોઈએ, તે આવક[6] કેટલી આપશે, અને જે મુદ્દલ રકમ રોકાય તે તેટલીજ કિંમતની છે કે કેમ, વ્યાજની વધ તે તે રકમનો વધારો કહેવાય.

(૫) એક જખમી થયલા માણસનો ગુનાહ અને તેને થયલી ઇજા[7] પાછી નહિ વાળવાથી[7] કાંય જતો રહે છે[8] તેના સબબ વિષે; અને ઘણાંક મતો, જે તેજ બાબતપર છે, અને તેનેજ વિષે લોકો ધરાવે છે.

---

## બાબ ૪૦ મો, સગાતૂમ્ નસ્ક.

(૧) છેલ્લા બાવીસ વિભાગોમાંનો એક વિભાગ **વખ્શિસ્તાનૂ**[9] નામનો છે, જે વધારાની[10] વધ વિષેનું પુસ્તક છે. (૨) એક ચીજને તેના ધણીને પાછી

---

૧. પેશૂ મિનૂ બુરીનૂ, દીનનેલગતી ક્રિયામાં ઉપયોગ સારૂં.—૨. યા "જીવ વગરની."—૩—૩. પવનૂ અર્મેશ્તે, સરખાવો અવ૦ **અર્મેશ્તા**, "સ્થિર," "હીલચાલ વગર ઉભું રહેલું."—૪. સરખાવો ફા૦ બ—ચન્દૂ, "કેટલા સારૂં".—૫. વાંચણ અવીગૂ ગન્જિશનૂ, સરખાવો ફા૦ ગન્જૂ, "ખજાનો" એટલે કે, એક માણસે તે મિલકત ને (તેની વાજબી કિમત, **અર્જાનીગીહ**, મુજબ) ખરીદવા સારૂ પોતાના ખજાનામાંથી પૈસા ખરચવા જોઈએ, વેસ્ટઃ **અવાકન્જિશનો**, "પ્રાયશ્ચિત્ત કરવાથી."—૬. વખ્શ શબ્દ પહલવીમાં ઘણોખરો વધારો, વ્યાજ, યા આવકને અર્થે વપરાય છે. વખ્શૂ બુર્દનૂ નો અર્થ "વધારો થવો, વ્યાજ મલવું એમ થાય છે."—૭—૭. પવનૂ જીયાનગૂ લખ્વાર લા અવિસ્પાર્દનૂ, શબ્દાર્થઃ "ઇજા પાછી નહિ વાળવાથી."—૮. અવિનાસ; શબ્દાર્થઃ તેનું ગુનેહગારપણું બીન ગુનેહગારપણું થાય છે.—૯. એ શબ્દ **નાસીસ્તાનૂ** (અવ૦ **નસૂ** ઉપરથી) બી વંચાય, એટલે કે, "ગુનાહોના કાયદાનો સંગ્રહ." **વખ્શિસ્તાનૂ**નો શબ્દાર્થઃ "વધારાના કાયદાનો સંગ્રહ" થાય છે. એ બાબનાં લખાણપરથી એમ જણાય છે કે એ સંગ્રહ પાપી કામોના વધારાના, અથવા તો આવક, યા વ્યાજથી દોલતના વધારાના કાયદાને લગતો છે.—૧૦. **રૂખિશનીહ**, "આગળ વધવું," "વધારો."—૧૧. એટલે કે, કાયદા મુજબ તે નક્કી નહિ થયલો હોય.

વાળવા તથા આપી દેવા વિષે તથા તોજેશ કરવાથી થાકી જઇને તેને માટે તોજેશ કરવા વિષે; જ્યારે તે માટે વખત નક્કી થયલો નહિ હોય ત્યારે કોઈ ચીજને પાછી વાળવા, તથા જેની હોય તેને તે આપી દેવા વિષે. (૩) જ્યારે તે ચીજ જેની હોય તેનાથી તે શરૂ થાય ત્યારે તે પાછી વાળવા, તથા આપી દેવા[૧] માટેની તોજેશ; પણ નક્કી કીધેલા વખત પછી, થઇ ગયલાં કામોનો વધારો થાય છે, જે પાપી પણાંનો[૨] વધારો કહેવાય છે. (૪) જે કામ કીધું હોય તેના વધારા વિષે, અને તેમાંથી જે ઉત્પન્ન થયું હોય તે; જ્યારે જે કામ કીધું હોય તેનું બચ્ચું હોય ત્યારે કેમ થાય, અને જ્યારે તે કામ અને તેનું બચ્ચું સ્થિર ઉભાં રહે[૩] ત્યારે કેમ થાય. (૫) જે કાંઈ વધારાપરનો વધારો હોય તે વિષે, જે કાંઈ કોઈ કરે તેના બરાબર તેટલાજ વધારા વિષે;[૪] તે ક્યાં અને ક્યો છે. (૬) એક અશો માણસને ભેટ આપવા વિષે; એટલે કે જ્યારે કોઈ થાકથી દુ:ખી[૫] થયો હોય[૫] ત્યારે કેમ થાય; જ્યારે તેની આવકબી વધે ત્યારે કેમ થાય.

(૭) અને ઉપયોગી દોલતપરના વ્યાજના વધારા વિષે; જ્યારે તે પૈસાપર વ્યાજ હોય, અને જ્યારે તેપરનું વ્યાજ વધે, અને તે પૈસા કે જેપરનું વ્યાજ વધતું નથી; જ્યારે કોઈ કરજદાર માણસ પૈસા પાછા લાવવાથીબી પૈસાદાર થાય; અને તે પૈસા આપનાર[૬] તે ઉછીની રકમ પાછી માંગવાથી પૈસાદાર થાય ત્યારે કેમ થાય; અને જ્યારે બન્ને પૈસાદાર હોય[૭] ત્યારે કેમ થાય; અને જ્યારે પૈસા આપનાર તે માંગવાથી પૈસાદાર હોય, અને તેને આપેલા પૈસાથી કરજદાર પૈસાદાર નહિ હોય ત્યારે કેમ થાય. (૮) જ્યાં અને જ્યારે પૈસા આપનારની જીંદગી ખતમ થઈ જાય અને જ્યારે અસલ સાટાંપત્ર પુરૂં થવાથી નવું ખત ખચીતજ બનાવવું પડે ત્યારે કેમ થાય તે વિષે; અને જ્યારે મરનારની જીંદગી દરમ્યાન એક ખત અસરકારક હોવાથી, વ્યાજ ખચીત મળે

૧. એટલે કે, કોઈ કાયદા મુજબ તેને ફરજ પાડે તે અગાઉજ એક માણસ ખુશીથી પોતેજ એમ કરે ત્યારે.—૨. **દાદિસ્તાન-ઈ-દીનીગ**માં **વખશૂ ઈ કેર્ફગ**, "સવાબના વધારા" વિષે બી ઈશારો છે. (જુઓ પુરસેશ ૯–૧૧ અને જવાબ.)—૩. જ્યારે બન્ને આગળ વધતી હાલતમાં નહિ હોય.—૪. એટલે કે ગુનાહનો વધારો, તેના ગુનાહ બરાબર થઈ જાય.—૫–૫. **આસ્તીરીદ**, સરખાવો અવ૦ **આસ્તર**.—૬. **આવામ-ખ્વીશ**ને બદલે **આવામ-નફશા** લખાયો છે, "ધીરેલા પૈસાનો ધણી," પાછળથી **આવામ-ખ્વીશ**, **આવામ-ખ્વાહ**નાં બગડેલાં રૂપમાં વંચાયો હોવો જોઇએ, કારણ કે **ખ્વીશ** તથા **ખ્વાહ**ની જોડણી એકજ છે. સરખાવો ફા૦ **વમ-ખ્વાહ**, "પૈસા ધીરનાર, જે ધીરેલા પૈસા માટે દબાણ કરતો હોય."—૭. **કોલા દો તુબાનીગ**, બીજી રીતે, વેસ્ટ મુજબ: **કોલા અ-તુબાનીગ**, "દરેક જણ પૈસાદાર નથી."

ત્યારે કેમ થાય.[૧] (૯) જ્યારે કરજદાર મરી જાય, અને જ્યારે તેનાં કરજપરનું વ્યાજ કોઈને દત્તક લીધો હોય તેની મિલ્કતમાં સમાવેલું[૨] હોય, ત્યારે કેમ થાય; અને જ્યારે બન્ને દુન્યામાં[૩] તે પૈસા ધીરનારનું[૪] વ્યાજ હોય ત્યારે કેમ થાય.

(૧૦) એક સગાં માટેની[૫] તોજેશ કરવા વિષે, જે કોઈ તોજેશ કરવા માટે જોખમદાર હોય તેની પોતાની તોજેશ, બીજાને માટેની, તથા પોતાની તોજેશની હદ. (૧૧) તે માણસની સજા[૬] વિષે, જે જનાવરોને હમેલદાર બનાવવા માટે ખરીદે, અને તેઓને ખરાબ નર આપે, જ્યારે હમેલદાર નહિ થાય, અથવા જ્યારે હમેલદાર થાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૨) ભારબરદારી જનાવર, તથા મેંઢું, તથા સાંઢણીને નર આગળ રહેવા દેવાના વખત વિષે; અને દરેક નરને છુટો છુટો જે નારી તેને લે તેને નેમી આપવાના વખત વિષે; જ્યારે તે નરને દાખલ કરવાનો વખત હોય ત્યારે કેમ થાય; અને જ્યારે નરને[૭] દાખલ કરવાનો[૭] વખત સાથેજ શરૂ થઈ ગયો હોય, અને જ્યારે એવી નેમણુક થાય ત્યારે કેમ થાય. (૧૩) તે વખતે નરને નહિ નેમી આપવાથી, જ્યારે નારી હમેલદાર થવાની રહી જાય, ત્યારે ગાય, ઘોડી, સાંઢણી, અને મેંઢી, યા બકરીને દરેકને[૮] હમેલ રહે નહિ; તેઓ ગુનાહ કરે તેની સજા કેટલી છે. (૧૪) હમેલદાર થવા માટે નક્કી કરેલા વખતે, જે સાંઢણી, અને ઘોડી, અને ગાયને નરથી છુટી[૯] રાખવામાં આવે[૯] તેઓ વિષે; તેઓને ઇજા થાય, અને તેઓનું દુધ માખણ[૧૦] વગરનું[૧૦] થાય; તેમજ ઘોડી, અને ગાય, અને બકરી યા મેંઢીનું સરાસરી દુધ ઓછામાં ઓછું થાય છે, એટલે કે, તેઓનું એક વેળાનું કાઢેલું દુધ[૧૧] સર્વેથી થોડું થાય છે. (૧૫) ઉંટ વિષે, એટલે કે, એક વરસમાં તેના કેટલા વાળ પેદા કરી શકાય; ઉંટના વાળ જથ્થામાં મેંઢાંઓના કરતાં વધારે છે, તેઓમાંજ ગધેડાંબી હોય છે;

---

૧. જુઓ એ ફકરાનો વેસ્ટનો તરજુમો.—૨. સરખાવો ફા૦ **દરૂ કર્દનૂ**, (પહલવી, **બએનૂ વબી દૂન્તનૂ**) "અંદર મૂકવું," "ઘુસાડવું."—૩. એટલે કે, ખાકી તથા મીનોઈ દુન્યામાં, આ જગતમાં તથા બહેશતમાં.—૪. **ખ્વાસ્તગ્-દારૂ**, "કરજદારને ધીરેલા પૈસાનો અસલ ધણી."—૫. **ખ્વીશીહ્**, સરખાવો ફા૦ **ખ્વેશી**, "સગું."—૬. સરખાવો ફા૦ **તાવાનૂ**, "દંડ," "બદલો," અને **તાવાનૂ દાદનૂ**, "દંડ ભરવો."—૭. **ગૂશન હિલીહ્**, સરખાવો ફા૦ **હિલીદનૂ**, "રજા આપવી."—૮. **જૂવીદૂ જૂવીદૂ**, શબ્દાર્થઃ "છુટી છુટી."—૯—૯. **લખ્વારૂ વખ્દૂનીદૂ**, શબ્દાર્થઃ "દૂર રાખવું," "થોડા તફાવતે રાખેલી."—૧૦—૧૦. **અ-કરગૂ**, સરખાવો ફા૦ **કરહ્**, "માખણ;" **કુરરહ્**, "એક વરસનું ઘોડા, ઉંટ, યા ગધેડાનું બચ્ચું."—૧૧. **દૂસિશનૂ**, ફા૦ **દૂશીદનૂ**, **દૂખ્તનૂ**, "દુધ કાઢવું;" અવ૦ **દુધૂ**, "દુધ કાઢવું," અને **દુઘ્ધરૂ**, "દીકરી."

એટલે કે, તેઓની કિંમત કેટલી છે, અને જ્યાં સુધી તેઓની ચામડી ઉતારવામાં આવે[૧] ત્યાંસુધી, બળદની કિંમત અને તેઓની કિંમત વધારવાની[૨] રીત. (૧૬) એટલે કે, જ્યારે સાંઢણી તથા ઘોડીઓનો વધારો અસંતોષકારક હોય ત્યારે કેમ થાય; અને વળી બળદ, તથા મેંઢાં, તથા બકરાંઓના વધારાનો વધારો, તેઓની માદાના વધારા કરતાં વધુ થાય ત્યારે કેમ થાય, જ્યાં તેઓનાં[૩] બચ્ચાંનો વધારો અસંતોષકારક થાય; અને તેઓનો વધારો નરના વધારા કરતાં કેટલો ઓછો નીવડે છે. (૧૭) હમેલદાર થવા માટે નક્કી કરેલા વખત પછી જે ઉંટને રસ્તાપર ઈજા થાય તેને વિષે, જ્યારે તે ગેરકાયદેસર વપરાયું હોય, અને રસ્તો ખરાબ હોય; અને જ્યારે તે ગેરકાયદેસર વપરાયું હોય, પણ રસ્તો સારો હોય; અને જ્યારે તેઓ તેને ઘાંસ-ચારાની જગાએ સગવડ ભરેલું રાખે; એટલે કે, કેટલી રીતે અસંતોષકારક થવાને ઉંટને મોટી ઈજા થાય; અને તેઓ દરેકને તેમજબુત થયું હોય ત્યારે યા કિંમત આપીને ખરીદે; અને તેમજ તેઓ એક મજબુત કુતરા યા કુકકરને ખરીદે છે અને તેબી કિંમત આપીને. (૧૮) કેટલી રીતે વધારાનો[૪] વધારો[૪] થાય, અને વળી તેઓનોબી વધારો અને વધારાઓનો વધારો, અને જ્યારે તેઓમાં ખીલવણી[૫] નહિ[૫] હોય; જ્યારે વળી નસીબવંત છોકરાંઓ, કે જેઓને માટે બાકીની મિલ્કતનું વ્યાજ તથા વારસો એકઠો થાય તેઓને માટે સઘળી મિલકત હોય ત્યારે કેમ થાય. (૧૯) અને તે માણસ વિષે, જે કોઈને સારૂં ખાનગી[૬] રીતે[૬] ખોરાકી ખરીદે; અને તે વેચનાર[૭] તથા તે ફરજયાત ધરાવનાર તદ્દન તે વગરના થઈ જાય, એટલે કે, શરૂઆતમાં એક ઉનાળાના દહાડામાં ભૂખે મરતાં લોકોને પુરતી થાય એટલી ખોરાકી ખરીદનાર[૮] પાસે થાય, અને તેટલીજ એક શિયાળાના દહાડામાં શરૂઆતમાં; ઉનાળાનો અને શિયાળાનો એક દહાડો તથા રાત ચાલે એટલી માણસ તથા આતશ માટેની કાયદેસરની

---

૧. સરખાવો ફા૦ **હચીદન્**, "મેંઢાંની ચામડી ઉતારવી."—૨. સરખાવો ફા૦ **બરૂ-જ્દન્**, "ઉચકવું," "ઊચ્ચું કરવું;" "એકઠું કરવું." એનો અર્થ "તેઓને મોંઘી કિંમતે વેચવાની રીત" બી થાય, **અવરૂ-જ્નિશ્નીહ્**, **અવરૂ-જેણ્તુનિશ્નીહ્**ને બદલે ભૂલથી લખાયો હોય.—૩. એટલે કે સાંઢણી તથા ઘોડીઓનાં.—૪—૪. **વખ્શાન્ વખ્શ્**, "આવક પરની આવક," અથવા "વ્યાજનું વ્યાજ."—૫—૫. **અ-રૂદિશ્ન**, અવ૦ **રૂધ્**, "ઉગવું," "વધવું."—૬—૬. **અ-ગૂપ્**, શબ્દાર્થ: "બોલ્યા વગર."—૭. સરખાવો ફા૦ **ફરૂખ્તન્**, "વેચવું."—૮. **પાદીરાન્ગર્**, શબ્દાર્થ: "તેની આગળથી ખોરાકી લઈ લેનાર."

ખોરાકી[1]. (૨૦) કપડાં વિષે, જ્યારે જેનાં તે હોય તેની પાસેથી તેની ભેટ લઈ લેવામાં આવે. (૨૧) ખોરાક લઈ લેવાનાં પહેલાં કામ માટેની સજા વિષે, અને તેનો ગુનાહ; બીજાં અને ત્રીજાંથી દશમાં એવાંજ કામ માટેની સજા.

(૨૨) અને એક ઉછીની આપેલી રકમ અને તેનાં વ્યાજ માટેનું ફર્યાદનામું તથા બચાવ, અને તેપરનો ચુકાદો; અને જ્યારે દંડ યા વ્યાજ ભરવાથી ઉછીની આપેલી રકમ પરનું કરજ વ્યાજના વધારા જેટલું નીકળી જાય[2] ત્યારે કેમ થાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૩) અને દીનમાં જે ખોરાક ખાવાનું ફરમાન નથી[3] તેનાં નકામાંપણા વિષે. (૨૪) અને એક માદા મેંઢું ખરીદવા વિષે, જ્યારે તે વેચનાર તે આપવાથી તે મેંઢાંથી થતો વધારો અને વધારાઓનો વધારો ખોહી દે છે, અને બે આખાં વરસમાં એક માદાથી કેટલાં મેંઢાં આવે. (૨૫) આ વિષે કે એવું શું છે કે જે વધારો આપી નહિ શકે, અને એવું શું છે કે જે તે આપી શકે. (૨૬) અને એક મેંઢીના વધારાના ઉપયોગ વિષે, એટલે કે, તેનાં બચ્ચાં, અને દુધ, અને માથું, અને ઉન વિષે; અને તેને અસંતોષી ઉધારવા વિષે; અને વધારાઓનો વધારો; અને દરેક મેંઢાંના સારાં શરીર વિષે; અને દરેકને લગતો ચુકાદો.

(૨૭) એક કરજદાર ઉછીની લેવાની રકમની શરતો કેમ જાહેર કરે તે વિષે, જે શરતો પૈસા ધીરનાર પોતાના લાભને ખાતર કબુલ કરતો નથી; અને જ્યારે કરજદારે ત્રણ હફ્તે[4] પૈસા આપવાનું નક્કી કર્યું હોય; વળી જ્યારે તે બે હફ્તે હોય,

---

૧. **પિશ્નીહ્** શબ્દના સંબંધમાં અભ્યાસીઓનું ધ્યાન **ફ્રહંગ્ઇ-ઓઇમ્-અએ-**વગૂને પા. ૩૯મે આવેલા ફકરાપર ખેંચવામાં આવે છે: **અ૦ગામ્ નીયાઝીહા પવન્ હાવન્—ગાસ્ ફ્રશેદ્ ચીગૂન્ પવન સચાદૂમ્ યેમલેલૂનેદ્ અઇગ્ઃ ઋિપિશ્વોધિ અસ્તિ આતર્શૂ અહુરહે મજદાઓ હમ બિપિશ્વો અઇવિ-ગામે અથ નરો અશવનો—મા સે પિશ્ન હઈત આતાશ્ ઈ અઊહ રમજદ્ અમત્ તરીન્ પવન્ જ઼િમિસ્તાન્ અએદૂન્ ગપ્રા યશરબ્ ઝૂન્ ૪ અદ વહિશ્ત મિન્ પતિસાર્ યેહ્વૂન્ત્ યેગવીમૂનેદ્ બએન્ વશઓમન્દીહ્ આએ પવન્ સે પખ્સેતુનેદ્.** અહીં અવ૦ પિશ્વનો અર્થ દિવસનો એક ભાગ થાય છે સરખાવો અવ૦ **અરેમ્—પિશ્વ,** "બપોર,"—૨. **પાદીશાનીનીદ્,** "ખપી જાય." બીજું વાંચણઃ **અવામાઓમન્દ્,** "કરજદાર." "અને જ્યારે ઉછીની લીધેલી રકમનું વ્યાજ ભરવાથી કરજદારના સબંધમાં વ્યાજનો વધારો કાઢી નાંખવામાં આવે ત્યારે કેમ થાય."—૩. **દસ્તોબર્,** "સત્તાવાળું."—૪. સરખાવો ફ્રા૦ **જ઼હીદન્,** "ઝરવું," "વહેવુ."

અને તેમજ જ્યારે એક હફ્તે હોય, તેની હાજતને લીધે પહેલું વરસ તેની પોતાની મુદ્દત છે.[૧] (૨૮) એક કરજદારે પૈસા નહિ આપવા[૨] વિષે, જો કે તેને વરસ વરસે પૈસા આપવાનું જાહેર કીધેલું હોય, અને તે કરજદાર માણસ તે જાહેરાત કબુલ રાખતો નથી; અને કેટલાક હફ્તા નહિં ભરાય તો કરજદારનું શું થાય, અને પૈસા ધીરનારની મ્હેરબાનીની[૩] સઘળી રીતો.

(૨૯) એક સ્ત્રી ગુલામને[૪] જપ્ત કરવા વિષે, અને તેણીનું શારીરીક[૫] કામ બતાવવા[૬] વિષે; જ્યાં તેણી એક મહિનો યા તેથી વધારે, બે, ત્રણ, છ, યા નવ વરસ સુધી શારીરીક કામમાં રોકાયલી હોય; એટલે કે, તે એકમાંથી પેદાયશના[૭] વધારા[૭] તરીકે કોઈ માણસ કેટલા ગુલામો મેળવે, જે પેદાયશ તે સ્ત્રી ગુલામ જેણીને જપ્ત કરવામાં આવી હોય તેને લગતી હોય; અને તેજ બાબતપર જોખી વધુ હોય તે. (૩૦) શિયાળામાં એક ઝભો,[૮] અને ઉનાળામાં એક પખાલ[૯] જપ્ત કરવા વિષે; જે માણ-સનાં તે હોય તેને વિષે; એટલે કે, શિયાળાની શરૂઆતમાં ઝભો તથા ઉનાળાની શરૂઆતમાં પખાલ લઈ જવા[૧૦] પછી, પહેલી દશ રાત પસાર થાય તો કેમ થાય, અને તેથી આગળ છુટો છુટો એક મહિનો પસાર થાય તો કેમ થાય,

---

૧. એટલે કે, તેની જરૂરીયાતનાં પહેલાં વરસમાં કાંઈબી પૈસા નહિ ભરવાની તેને છુટ છે.—૨. લબ્વાર કાહીદન્, શબ્દાર્થઃ "ઓછું નહિ કરતો," યા પોતાનું કરજ ભરી નહિ દેતો.—૩. સરખાવો ફા૦ સજીદ્, "લાયક," "દયાળુ," સાજાવાર, તે પરથી સચિશ્ન, યા સજિશ્ન, "લાયકાત," "મ્હેરબાની." વેસ્ટઃ "ધીરનારનાં સઘળાં મુલતવી રાખવાનાં કામો."—૪. વાંચણઃ જર્પીહ્, સરખાવો ફા૦ જર્પેહ્, જેનું બગડેલું રૂપ એક મીંડું કાઢી નાખવાથી જાર્યેહ્, થઈ ગયું છે. ફા૦ જાર્યેહ્, "કન્યા," "એક સ્ત્રી ગુલામ" અહીં છેડેનો ઇશ્ પ્રત્યય ઈ એટલે "એક" સારૂ વપરાયો છે. વેસ્ટઃ ગેપીહ્ "એક આદમી," શબ્દાર્થઃ "શારીરીક આકૃતિ." તે નોંધ કરે છે કેઃ "કરજદારના ગુલામને કરજ ફીટાડવા સારૂ જપ્ત કરવાનો અહીં ઇશારો છે."—૫. ગેહાનીગ્, "દુન્યવી," "બાકી."—૬. વાંચણ નિકીજીશ્ન્," વર્ણન." વેસ્ટ : સચિશ્ન, દુન્યવી કામને લીધે "બંધ કરવું."—૭—૭. અફ્ઝૂન્ દહિશ્નીહ્, "વધારાની ભેટ."—૮. સરખાવો ફા૦ ગુદાદ્. એ શબ્દનું વાંચણ ચોક્કસ નથી. વેસ્ટઃ ગુદાદ્, "ઝભો" વાંચે છે. ફા૦ ગુદાદ્નો અર્થઃ—"ઘણો વપરાયલો યા ઠીગડાંવાળો પોશાક," "એક પહોળું કપડું" થાય છે (જુઓ સ્ટાઇન્ગાસ).—૯. મશ્ક્—ઈ—આબ્દાન્, સરખાવો ફા૦ મશ્ક્, "પાણી લઇ જવાની ચામડાંની કોથળી," અને આબ્દાન્, "પાણી રહે એવું વાસણ."—૧૦. સરખાવો અવ૦ વજ્, "લઇ જવું," ફા૦ વજીદન્.

તેથી આગળ ઝભાને દરેક શિયાળાના છેડા સુધી તથા પખાલને ઉનાળાના છેડા સુધી રાખે તો કેમ થાય, એટલે કે, એક ઝભાપર તથા એક પખાલપર જપ્ત કરનાર કે જેના કબજામાં તે હોય તેનો બદલા તરીકે કેટલો નફો થાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૩૧) અને અનાજના તથા મેંઢાંના વધારા વિષે, તેઓનાં બચ્ચાં, તથા દુધ, તથા ઉન, જે તેઓ દરેક પેદા કરે તે. (૩૨) અને કપડાં તથા વાસણો જે[1] તેઓમાંની ઘણીક ખાસ ચીજો પોતાની ગણતો હોય[1] તેને નહિ આપવાથી જપ્ત કરવા વિષે; એટલે કે, જ્યારે તેઓને પુરેપુરાં વાપરવા હુકમ કરે ત્યારે તેઓનો વધારો[2] કેમ વધે;[2] જ્યારે તેઓને અધુરાં વાપરવા હુકમ આપે ત્યારે કેમ થાય; અને જ્યારે તેઓને ઉપયોગ વગર રાખે ત્યારે કેમ થાય. (૩૩) એક જમીન જે તેનો ધણી હોય તેને આપી દેવાથી તે જેના હાથમાંથી જતી રહે તેણે, જે જમીનમાં અનાજ નાંખ્યું હોય તેની, તથા જેમાં તે ન નાખ્યું હોય તેની આવક વિષે. (૩૪) અને તેજ મુજબ સોનાં તથા ચાંદીનાં ઘરેણાંની, અને મોતીના[3] દાણાની[3] આવક, અને બીજી ચીજો વિષે; તેજ બાબતપર ઘણાંક કાયદાઓ, અને તેની સાથે જેબી સંબંધ ધરાવતું હોય તે.

---

## બાબ ૪૧ મો, સગાતૂમ્ નસ્ક.

(૧) એક વિભાગ વરિસ્તાન[4] નામનો છે, જે તે બાબત વિષેનું પુસ્તક છે કે જ્યારે કોઈના સંબંધમાં એમ જણાય કે તે જાદુની અસરમાં છે; એક માણસ કે, જેને એક જાદુગરે બિમાર બનાવ્યો હોય તેને સારૂ ઉપાયો લાવવા વિષે, કાયદેસર તપાસ તથા દીનની ક્રિયા મુજબ એક જાદુગરને ફાંસી દેવા વિષે, કારણ કે એ એવી બાબત છે કે જે કાયદેસરની તપાસ તથા દીનની ક્રિયા મુજબજ થવી જોઈએ. (૨) તે બનાવ વિષે કે જ્યારે તેને કાયદેસર તપાસ તથા દીનની ક્રિયા વગર ફાંસી દેવામાં આવે; અને તે બનાવ વિષે કે જ્યારે કોઈના[5] મરણથી તે પોતેજ મરી જાય.[5]

---

૧-૧. એટલે કે, તે વેપારી કે જેણે તે ચીજો વેચી તેની કિમતના પૈસા લીધા નહિ હોય.—૨.—૨. વખ્શ્ વખ્શેદ્, એટલે કે, બીજાઓ તેઓને વાપરે તેની આવક આવે તે.—૩.—૩. સરખાવો ફા૦ મુહૂરહ્, "મોતી જેવી એક જાતની નાની કોડી," "મોતીના દાણા."—૪. કસોટીને લગતા કાયદાઓનો સંગ્રહ.—૫—૫. એટલે કે, જ્યારે, તેની જાદુગીરીથી કોઈ માણસ મરી જાય ત્યારે તે આપઘાત કરે ત્યારે.

(૩) એક કસોટીથી પરિક્ષા કરવા વિષે, જેથી મીનોઈ શક્તિઓથી, જાદુગરી, એક અશો માણસને મારવું અને બીજા છુપા ગુનાહો કરવાની શકમંદ બાબતોમાં એક માણસ નિર્દોષ યા ગુનેહગાર છે તે જણાઈ આવે છે; તે ગુનાહો કરવાનો વખત અને તે ચાલુ રાખવાની જગા. (૪) તે કામ કરવાની જગા વિષે; જે ઘરમાં કસોટી કરવાની હોય તે બરાબર કેમ શોધવું[૧] અને ઘેરવું,[૨] તથા રચવું;[૩] તે ઘરમાં જે સર્વથી પહેલાં લઇ જવું જોઈએ તે; અને જે તેમાં કોઈએ નહિ લઈ જવું જોઈએ તે; ઘરમાં કોણને દાખલ કરવાં, અને કોણને દાખલ નહિ કરવાં; અને તે કે જે જ્યારે કસોટી થતી હોય ત્યારે તે કામનો નાશ કરે,[૪] અને તેને લીધે તેઓ છુટા થાય.[૫]

(૫) કસોટીની સંસ્થાને લગતાં માણસ, અને ત્યાંના બીજા અમલદારો વિષે; અને તેમાંની ક્રિયાઓ તથા રસમો; તે મકાનમાં યજિશ્નની ક્રિયાઓ, અને ખુદાની મદદ માટેની બંદગી. (૬) અને ગરમ તથા ઠંડી કસોટી કરવાની રીત કઈ છે; કસોટી કરનારાઓને ત્યાં કેમ લઈ જવા, અને તેઓનું ગંભીર[૬] ભણતર[૬] કયા અવસ્તાનું બનેલું છે; ગરમ તથા ઠંડી કસોટી કેમ થાય છે; તેથી નિર્દોષ તથા ગુનેહગાર માણસોનું જાહેર થવું; અને તેજ બાબતપરના બીજા ઘણાક પુરાવાઓ.

---

## બાબ ૪૨ મો, સગાતૂમ્ નસ્ક.

(૧) એક વિભાગ પરચુરણ બાબતોનો છે; જોઈતો મદદગાર લાવવા વિષે, એટલે કે, કઈ રીતે તે સારૂં છે; મદદગાર જે એકજ દીનવાળો યા એકજ શહેરનો[૭] હોય તેની, તથા જે ઈરાની નહિ હોય તેની ફી; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨) અને પોતાની દોલતને લીધે એક માણસ બેડીમાં તથા સખ્ત મજુરીએ

---

૧. વાંચણઃ * શર્દન્, સરખાવો ફા૦ ફ્ર્શર્દન્, "ઘર રચવું," યા * ગાર્દન્, "ચુંટણી," "બરાબર ક્રીધેલું," "હુન્નરમંદીથી ભરેલું."—૨. સામાનીનીદન્; એટલે કે, તેની હદ તથા સીમા કેવી હોવી જોઇએ.—૩. જરૂરી હથિયારોથી તેને રચવું.—૪. વિશૂપિશ્ન્, "નાશ," "કોહવાટ," અવ૦ પ્શુપ્.—૫. સરખાવો ફા૦ બન્જીદન્, "છુટ્ટ પાડવું," "વહેંચવું," અવ૦ બજ્, "વહેંચવું."—૬.—૬. અઊજ્—દાત અઊરમૂરિશ્નીહ્; અઊજ્દાત્, શબ્દાર્થઃ "ઉંચી રીતે ભેટ કરેલું."—૭. અવ૦ દહ્યુ, "અશો માણસ."

કેમ આવી પડે તે વિષે; અને તેજ બાબતપર જેખી વધુ હોય તે. (૩) અને એક ગુનાહના એકરાર વિષે, જે એક, બે, અને ત્રણ રીતના શબ્દોમાં થયલો હોય; અને તેજ બાબતપર જેખી વધુ હોય તે. (૪) એક ચેલાની તેના મોબેદ ઉસ્તાદ જે તેને કંટાળો આપતો હોય, તેની તરફની મગરૂરીભરી ચાલ વિષે; મોબેદ ઉસ્તાદનાં ધનવાનપણાં વિષે, અને તેથી થતું નુકસાન.

(૫) જે માણસ તોજેશ કરવાને જોખમદાર હોય અને જ્યારે તેની તોજેશ કાયદેસરની[1] નહિ હોય[1] ત્યારે તેની પોતાની તોજેશના ગુનાહ વિષે; જ્યારે કોઈ તોજેશ કરવાને જોખમદાર હોય અને ગેરકાયદેસર પોતાપર તોજેશ કરવાનું લઈ લે,[2] અથવા તે તેથી તોજેશ કરે જે તે જાણે છે, પણ તે તેથી પાક[3] થતો યા નિર્દોષ ઠરતો નથી; અને એક માણસની તોજેશ જે તેની તોજેશ હોય તેને માટે તે તોજેશ કરવા જોખમદાર હોય તેનો વખત તેને માટે તે શકિતવાન થાય ત્યાંસુધી છે, જ્યારે તે તેની તોજેશની પેદાયશ પછી તે તોજેશ કરી શકે.[4] (૬) એક હડહડતો દુશ્મન,[5] જેનું નામ ધણાક અશો માણસોનાં ખુન સાથે જોડાયલું હોય, તેનું જે કોઈ હથિયાર જેવું હોય તેથી થતા ગુનાહના જમાવ વિષે. (૭) એક કટા દુશ્મનના ગુનાહથી થતા ગુનાહ વિષે, જે દુશ્મન તે જે રસ્તાપરથી પસાર થતો હોય ત્યાં આવેલા કૂવામાંથી પાણી પીને, તેને છુપાવવા માટેજ છુપાવે.

(૮) એક જડજ જે ગુનેહગારને નિર્દોષ ઠરાવે, તથા નિર્દોષને ગુનેહગાર ઠરાવે તેના ગુનાહ વિષે. (૯) તે જડજ વિષે કે જે ૧૦ વરસ સુધી કાયદો જાણતો હોય, અને તે કે જે ૧૧ વરસ સુધી હોય, અને તે કે જે ૧૨ સુધી હોય, અને તે કે જે ૧૩ સુધી હોય, અને તે કે જે ૧૪ સુધી હોય, અને તે કે જે ૧૫ સુધી હોય; એટલે કે, ધણીક ખાસ ચીજોનાં સંબંધમાં તેઓનાં જુદાંજુદાં કાયદાનાં મતો, અને ચુકાદાઓ તથા જડજપણાંને લગતી કાયદા સાથની તેઓની પિછાણની વખાણવા લાયક હદ.

---

૧—૧. અવીગ્—રાસ્, "અનીયમીત," "બરાબર નહિ."—૨. એટલે કે, કાયદા મુજબ જે તોજેશ તેના ગુનાહ માટે ઠરાવેલી હોય તે નહિ કરે તે માણસ.—૩. પૂતગ્, સરખાવો અવ० પુ, "પાક કરવું."—૪. પતૂગ્, અવ० તુ, "શકિતવાન થવું." —૫. સરખાવો ફા० ગર્મ્ગીન્ "કટો દુશ્મન." વેસ્ટઃ "ગુસ્સે થયલો." અહીં એવો વિચાર દર્શાવેલો છે કે જે કોઈ એક નિર્દોષ માણસનું ખુન કરે છે તે ગોયા તેના ગુનાહો લૂંટી લે છે; એટલે કે તેથી તે નિર્દોષ માર્યા ગયલા શખ્સનું પાપ ઓછું થાય છે.

(૧૦) તે છોકરી વિષે કે જેનું દીનને લગતું વાલીપણું તેણીના બાપની હયાતિ દરમ્યાન તેણીની માના હાથમાં તેણીના ધણી સાથે હોય; તેણીને લગ્નમાં આપવાની સત્તા તેણીની મા ભોગવે છે, પણ બાપને એકલાને તે સત્તા નથી. (૧૧) તે છોકરી વિષે, જે[1] પરણેલી નહિં હોય, જેનો બાપ નહિ હોય,[1] મા નહિં હોય, તેમજ ગુજરેલાં માબાપથી જન્મેલો કોઈ ભાઈબી નહિ હોય, અને તેણી પોતાને એક ધણીનાં વાલીપણાંમાં આપી શકતી નથી. (૧૨) તે મિલ્કત વિષે, કે જેને માટે ગુજરી જતી વખતે કરેલાં વસિયતનામામાં જણાવેલું હોય; તે જ્યારે આપી દેવાની હોય ત્યારે કેમ થાય; અને જ્યારે તે આપી દેવાની નહિ હોય ત્યારે કેમ થાય.[2] (૧૩) અને તેની મરજી મુજબ પોતાનાં છોકરાંઓને તેની મિલ્કત આપી દેવાના એક બાપના હક વિષે; અને એક દીકરા વિષે જે તેના બાપ તરફ નાફરમાન હોય, જ્યાં એક લાયક માતાની જીંદગી સુધી તેને મિલ્કત વગરનો રાખવામાં આવે છે; અને જ્યારે તેની બાપ તરફની નાફરમાની સારૂં તેઓ તેના દીકરાને દુઃખી[3] મોહોડાંનો[3] બનાવે છે; એટલે કે, બાપની મિલ્કત વહેંચવા માટે એક હુકમનામું થાય છે;[4] અને તેજ બાબતપર જેબી વધુ હોય તે; એક દીકરાની બાપ તરફની નાફરમાનીની હદ વિષે, અને તેથી તેનું ગુનેહગારપણું. (૧૪) જ્યારે એક છોકરો જેને દત્તક લેવામાં[5] આવ્યો હોય, તે દત્તક લેવાની ક્રિયાથી દૂર રહે ત્યારે તેના ગુનાહ વિષે; તે માણસની અને ગુજરેલાં રવાનની આ દુન્યામાં પ્રખ્યાત થવાની[6] મરજી મુજબ, દત્તક લેનાર એક જીવતો, કે ગુજરી ગયેલોબી બાપ હોય; તેઓમાંના જેને તેઓની અશોઇને લીધે ઘટે તેઓ માટે તેઓનાં પોતાનાં ઘરમાં ખચીતજ **યજીશ્ન** અને **નીયાજીશ્ન**ની ક્રિયા પણ તેઓએ પુરી પાડવી અને કરવી જોઈએ.

(૧૫) એક ઉદાર માણસે જોઈ નહિ હોય તે મિલ્કતમાંનીબી બાકીની મિલ્કત જે કોઈ સખાવત માટે જીવતું હોય તેને આપી દેવા વિષે. (૧૬) એક કન્યાની બાકી રહેલી મિલ્કત અને ચીજો આપી દેવા વિષે, જે કન્યા પણ, તેણીના જણાયલા વિચારો મુજબ જે લાયક હોય તેને તે આપે છે. (૧૭) એક કન્યા વિષે, જેણીને એક દેવપરસ્ત

---

૧-૧. **અ-કર્દ-શોએ**, "જેનો ધણી નહિ હોય."—૨. બીજી રીતે, જ્યારે કાંઈ મિલ્કત નહિ હોય ત્યારે કેમ થાય.—૩-૩. વાંચણઃ **બીશ્ત્ દીહાન્**, એટલે કે, દુઃખી યા મુંગો; વેસ્ટઃ **બાખ્ત્ નીશાન્**, "દર્શાવેલી બાસ્યત."—૪. જે મિલ્કત દીકરાને એકલાને મળવી જોઈએ તે વહેંચી નાંખવામાં આવે છે.—૫. **પદીરફતગ્**, શબ્દાર્થઃ "સ્વીકારેલો", એક જરતોશ્તીએ પોતાના દીકરા તરીકે લીધેલો.—૬. **નામીગીહ્**, "નામના" દત્તક લેવાથી પોતાનો વંશ ચાલુ રહેવાને લીધે ગુજરેલા પુરૂષને જે નામના મળે તે.

તેણીના ધણી પાસેથી ચોરી લઈ જાય અને એક અહુરમજ્દ—પરસ્તને આપી દે; જ્યાંસુધી તે સ્ત્રીનું વાલીપણું તે માણસ સાથે હોય ત્યાંસુધી, તે અહુરમજ્દ—પરસ્ત માટે તે કન્યાને પોતાના કબજામાં રાખવાનું, તથા તેણીથી એક દીકરાની ખાહેશ ધરાવવાનું વાજબી કેમ થાય. (૧૮) અને તે માતા વિષે કે જેણી પોતાના દીકરાની તેનો બાપ જીવતો હોય ત્યારેજ વાલી હોય. (૧૯) સારી ખોરાકી પુરી પાડવા વિષે, જે કામ વડા જડજના વિગતવાર[1] ચુકાદા મુજબજ થવું જોઈએ, અને બીજી રીતે કદી પણ નહિ થવું જોઈએ; દીનનો દસ્તુર હોય તેને માટે શું ખોરાકી જોઇએ. (૨૦) પોતાની દીકરી જે જોબનમાં આવી હોય તેણીના કામી જુસ્સાને સંતોષીત નહિ કરવાના[2] એક બાપના ગુનાહ વિષે; કારણ કે જો પોતાના કામી જુસ્સાને સંતોષ આપવા માટે દીકરી ગુનેહગાર થાય તો બાપબી ગુનેહગાર થાય; અને જ્યારે દીકરી પોતે ગુનેહગાર થાય, તથા હમેલદાર થવાની નિશાની હોય ત્યારે કેમ થાય. (૨૧) તે કોણુનો અને કયો ગુનાહ છે તે વિષે, જે ગુનાહ અણજાણતાં થઈ જતાં, કોઈ એમ છૂટકારો મેળવે કે જ્યારે તે તેની જાણમાં આવે ત્યારે તેને માટે સખ્ત તોજેશ કરી તેમાંથી છૂટો થાય; એવો કયો ગુનાહ છે, જેમાં જે માણસ હુશ્યાર હોય અને જેનાથી તે ગુનાહ અણજાણતાં થઈ ગયો હોય તેનો છૂટકારો નથી. (૨૨) અને દેવપરસ્તીની ચાર સર્વથી ખરાબ રીતો વિષે; અને તેઓ કરે તેવા ત્રણ સર્વથી ખરાબ ગુનાહો; અને જેઓ હદથી[3] વધુ આપે[3] તેઓની દશ જાતો; અને દુન્યાનો નાશ કરનારાઓની નવ જાતો. (૨૩) દુન્યાનો નાશ કરનારાઓ વિષે.

(૨૪) મીનોઈ[4] દુન્યા વિષે, જ્યારે દુન્યાનો નાશ કરનારાઓમાંનો એક કાંઈ બોલે, તેથી તે દુષ્ટ તથા મોતને લાયકનો થાય. (૨૫) જ્યારે અશો લોકોનો નાશ કરનાર માણસ દુન્યામાં ખુશાલ[5] ફરહર કરે, ત્યારે ભલી મીનોઈ શકિતઓને અર્પણ

---

૧. પવનૂ ગૂબિશન ગૂબિશન, "જુદીજુદી" વિગતો વિષે; વેસ્ટઃ "જુદાજુદા અહેવાલોપર."—૨. જ્યારે તેણી છોકરાં જણવા સારૂં શક્તિ ધરાવતી હોય ત્યારે તેણીને નહિ પરણાવવાથી.—૩—૩. ફ્રેહૂ—દહિશ્નૂ, એટલે કે, પોતાના પૈસા ઉડાઉ ખર્ચમાં ગુમાવે તે માણસ.—૪. વાંચણઃ લા—દીદની, સરખાવો ફા૦ ના—દીદની, "અણદીઠ," "નહિ જણાય એવું." વેસ્ટઃ રાસ્તૂ, "ખરો અહેવાલ." તેનો તરજુમો નીચે મુજબ છે; "એક ખરા અહેવાલૂ" વિષે, જે જ્યારે કોઈ કહે, ત્યારે તે દુષ્ટ અને મોતને લાયકનો થાય"—૫. સરખાવો ફા૦ કુશાદ્ યા કુશાદહ્, "ખુશીથી," "ઉમંગથી."

કરવાની ભેટનો ફાયદો દુન્યામાંથી કાઢી નાંખવા વિષે; કેવી રીતે એક વિભાગ જે જગતના આત્માને લગતો છે, તે અશો માણસોનો નાશ કરનારાં લોકોના[1] સંબંધમાં છે, અને તેનાથી આતશ, પાણી, અને ઝાડોના આત્માની ફર્યાદ; અને સરદારો પોતાની હેઠળના અમલદારોને[2] હિસ્સા કેમ વહેંચી આપે. (૨૬) અશો માણસોની ત્રણ જાતો વિષે; એક કે જે પાણી, જમીન, અને ઢોરો, અને ઝાડો કરતાં સરસ છે, એક કે જે તેઓની બરાબર છે, અને એક કે જે તેઓથી ઉતરતી છે; અને જેઓ આ ત્રણ જાતોની બહાર હોય તેઓનાં કામ સાથે, જાણે, શું રાહબરી જોડાયલી છે.

(૨૭) પાણી, યા આતશ આગળ નસો લઈ જવા માટેની ભારી સજા વિષે, જે કામ માટેનો પુરાવો તેની સાથેજ હોય છે; અને નસો પાણીમાં હોવાને લીધે, પાણીના આત્માનો ભાર. (૨૮) જે માણસ પાણીમાંથી માણસ યા કૂતરાનો, અથવા સાંપ યા દેડકાનો[3] નસો બહાર લાવે તેનાં સવાબનાં કામ વિષે. (૨૮અ) સાપ તથા દેડકાને, અને પાણીમાંનાં બીજાં હાનિકારક જીવડાંઓને, જો બને તો પાણીની અંદર, અથવા જો બને તો તેની બહાર કાઢીને, મારવા વિષે. (૨૯) જેઓ એક સરખા[4] હોય તેઓને મારવાથી જગતના આત્માને મળતી ખુશાલી તથા દેવોને થતાં દુ:ખ વિષે; એકજ શહેરના માણસને[5] રાહબરી તથા પુરતો[6] ખોરાક આપવા[6] વિષે, અને તે કયાં અને કઈ બાસ્યતનો. (૩૦) એક માણસ જે પોતાનું ખાણું લીધા પછી, સુરજ આથમે[7] ત્યારથી જુસ્સાદાર[8] થાય, જખમી માણસોનો ચુરો કરે,[9] આખી રાત પોતાનું બારણું ઉઘાડું રાખે અને ગેરકાયદેસર ઘોંઘાટ[10] કરે તેના ગુનાહ વિષે.

---

૧. વેસ્ટ કહે છે કે; "અહિ કદાચ બાઈજેન્ટાઈનના લોકોના જેવાં નાસ્તીક લોકો વિષે ઈશારો હોય; કારણ કે આપણે હમેશાં યાદ રાખવું જોઈએ કે આ પુસ્તકનો રચનાર સાસાન્યન જમાનામાં લખાયલી પહલવી સરેહનો સાર આપે છે."—૨. **અજીરીગાન્**, શબ્દાર્થ: "તેની નીચેનાં માણસો,"—૩. અવ૦ **વઝ્ગ**.—૪. વાંચણ: **વન્-ઈચ્**, સરખાવો ફા૦ **વન્**, "સરખું", "મળતું" (સ્ટાઈન્ગાસ). વેસ્ટ એમ ધારે છે; કે **વન્-ઈચ્**, યા, વૂપ્, બૂપ્ને બદલે વપરાયો છે,—૫. વાંચણ: **હમ્—શત્ર વ જક્ અઈધ્ મા દખ્શગ્**. સરખાવો અવ૦ **હામ**, "એકજ," "એકસરખું." વેસ્ટ: **અહમ્—શત્રો નજદ્**,... "એક પાડોશી જે એકજ જીલ્લામાં નહિ રહેતો હોય."—૬.—૬ **હૂદાગ્**, "બરાબર આપેલું," અને **તોશતીહ્**, "ખોરાકી," સરખાવો ફા૦ **તોશ્** યા **તોશત્**, "એક ભાણાંને માટે પુરતો ખોરાક." વેસ્ટ: **હૂદાગ્ તોશતીહ્**, "બરાબર કામ કરતી પીનાર ટોળી."—૭. સરખાવો અવ૦ **હૂ—ક્શ્મો—દાઈતિ**, "સુરજ આથમવા પછીનો વખત."—૮. સરખાવો અવ૦ **યુજ્**, "ઉકળવું," "ઉશ્કેરાઈ જવું".—૯. વેસ્ટ; **રાહ્ તખ્તુનેદ્**, "રસ્તાનો ચુરો કરે" (pulverizes the road).—૧૦. **કાલાએ**, સરખાવો ફા૦ **કાલા**, "બુમ," "વિલાપ".

(૩૧) આદમ જાતની મદદ સારૂં અહુરમજ્દે પુરતા સંતોષ સાથે, એકલા પેદા થયલા ગોધાનું શરીર પેદા કરવા વિષે; ઢોરોનાં શરીરો તથા અવયવો દુન્યા માટે પેદા થયાં છે, કારણ કે તેઓ બચાવ સારૂં, એવડાં તથા છુટાં છે, અને વળી ખાસ જાહેર થયલી ક્રિયાઓ બી પેદા કરી છે. (૩૨) કીર્તિનો ફેલાવો કરનારાઓનાં કીર્તિનો ફેલાવો કરવાનાં કામમાં જોરના વધારા સારૂં પવિત્ર શક્તિઓની બંદગી[1] કરવાનાં તથા તેઓનો આભાર માનવાનાં[1] કારણ વિષે; તેઓની આભારની બંદગીની પસંદગીનું જોડાણ, તેમાંથી મળતી ભલાઈના બદલાનો ફાયદો, કેટલાંક સાધનોથી તથા બળથી પવિત્ર શક્તિઓની તે પસંદગી મજબુતાઈથી જાળવી રાખવા વિષે; અને ગુનાહની મીનોઈ સજા, તથા દુન્યવી આફત તથા ગજબ; આબાદીમાં[2] તેઓની ચાલુ પસંદગી પુરેપુરી નહિ જાળવી રાખવાની બીક, અને વળી તેથી થતી પાયમાલી. (૩૩) પવિત્ર શક્તિઓમાંની દરેકને બંદગી કરવાની તથા તેઓનો આભાર માનવાની કોઈબી જાતના હુસ્યાર અશો લોકોની જુજ સત્તા વિષે; જુલમગાર લોકોને ક્રિયા કામની કાંઈબી સત્તા નહિ સોંપવા વિષે; ખાસ કરીને જે જુલમગારોને નામથી ઓળખાવ્યા હોય; તે વર્ગમાં જે માણસોને સમાવવામાં આવ્યા હોય તેઓને તે કામ સોંપવાથી થતો ગુનાહ તથા તેની તોજેશ; અને તેજ બાબતપર બીજું ઘણુંક જણાવેલું છે.

(૩૪) લોભ અને તેને મળતાજ બીજા દુર્ગુણોથી દુન્યાને થતાં નુકસાન તથા આફત વિષે; તે દુર્ગુણોને વધારનારા તથા મદદ કરનારાઓ જેવા કે, એક દેવપરસ્ત,[3] અને ઘણી જાતનાં વરૂઓ તથા જુદીજુદી જાતનાં પીડાકારક જંતુઓ; જેમ તેઓનાં શયતાન્યતપણાંનું આવી પડવું શયતાન તરફથી આવે છે, તેમજ તેઓના શયતાન્યતપણાંનાં જોરનું સાધન સઘળી આદમ જાતના, તથા બીજાં સઘળાં ખાફી જનાવરો જેઓ આદમ જાતને મદદ કરે છે તેઓના, નાશથી આવે છે. (૩૫) દુન્યાને પવિત્ર કરવા સારૂં, તેઓને દાબી દેવા તથા મારવા વિષે આદમજાતને શિખામણ; તેમાં તેઓ માટેનો દેખર્ઈતો સવાબ; વરૂઓ તથા પીડાકારક જંતુઓમાંનાં દરેકને ફટકાવવા તથા મારી નાંખવાના મીનોઈ બદલાની હદ, અને તેને માટેનો બદલો; બે પગના વરૂઓને[4] મારવાના બદલાની શ્રેષ્ઠતા; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૬) અહરેમનને તથા દેવોને નહિ આરાધવા માટેની શિખામણ વિષે; એટલે કે, તેઓને જુદાજુદા કોઇબી રીતે આરાધીને રાજી રાખવાની રસમ વધુ ખાસ કરીને એક અનીતિવાન, તથા દુષ્ટ રસમ છે; તે અનીતિવાન રસમ તથા દુષ્ટ જીંદગીથી જનાવરોપર દેવોની સરદારીની[5] જુલમગાર અસર થાય છે, અને અધર્મી[29] ઘોઘાટનો[6] દુર્ગુણ, તથા

---

૧.—૧. અઊસ્તાફ્રીદ્ સરખાવો અવ૦ ઉશ્તૂ, "મજબુત", "તંદરોસ્ત;" યા ઉસ્તૂ, ઉસ્તાનૂ, "સાચ્ચું," અને ફ્રિતિ, "બંદગી," "આરાધના;" તે ઉપરથી "સારી બંદગી કરવી," "માનસાંથની બંદગી."—૨. સરખાવો ફા૦ પતઊ યા પતૂ, "રોશની," "સુરજનું તડકું."—૩. દેવોને, બુરી શકિતઓને, તથા મૂર્તિને પૂંજનારાઓ.— ૪. શયતાની ખવાસનાં માણસો.—૫. સરખાવો અવ૦ પઈતિ, "ધણી." વેસ્ટ: પદગાહીહ્, "સર્વોપરીપણું."—૨૯-૬. દ્રાયાનૂ--ગુયીહ્; સરખાવો અવ૦ દ્રુ, "દોડવું;" એટલે કે અહીંથી તહીં દોડતાં જઇ વાત કરવી યા બૂમો પાડવી.

તેથી થતું નુકસાન પેદા થાય છે, અને તેથી દેવોને ખુશાલી ઉપજે છે, અને બીજી ચીજો જે અનીતિવાન છે તે હસ્તિમાં આવે છે. (૩૭) ખાતી તથા પીતી વખતે ચુપકીદી જાળવવાના તથા બીજી સારી આદતનાં કારણ, ટેવ, તથા સઘળાં કામો માટેની શિખામણ; માણસ જાતની સઘળી સારી નીતિમાન ચાલથી યજદોને મળતી ખુશાલી; અને જે માણસ તેઓને એટલે યજદોને નહિં જાળવે તેનાં પોતાનાં બંદગી અર્પણ કરવાનાં કામની ગેરહાજરી.

(૩૮) દહાડા અને રાતના પાંચ ગાહમાંના દરેકમાં જે સવાબનું કામ થાય તે કરવાની સત્તા આપવામાં આવેલી છે; કયા યજદની ક્રિયાથી તે સર્વેથી વધુ આવકારદાયક થાય; અને દરેકના ખાસ ગાહમાં તેઓને છુટાછુટા આરાધવાથી મળતો બદલો તથા ફાયદો; અને વળી તેજ નસ્કનાં લખાણમાં બીજી બાબતો તથા ચુકાદાઓ આવેલા છે.

(૩૯) " અશોઈ સર્વેથી સરસ ન્યામત છે. ... ... ..."

## બાબ ૪૩ મો, જવીદ્-શએદા-દાત નસ્ક.

**ફરગર્દ ૧લી. (૧) જવીદ્-શએદા-દાત**[1] એટલે કે દેવોની સામેના કાયદાના સંગ્રહમાં લોકો ખાસ કરીને જ્યાં રહેઠાણો ઉભાં કરે તે જગાથી ઉપજતી ખુશાલી, તથા

૧. અવ૦ **દાત—વીદએવ** નો હુજવારેશ—પહલવી તરજુમો, દીનકર્દમાં **વીદ્—શએદા દાત**થી મળે છે. એમાં બાવીસ અવસ્તા ફરગર્દો આવેલી છે જે સઘળી આજે બી હૈયાત છે. **દીનકર્દ** માં **વંદીદાદ** માં આવેલી બાબતોના અહેવાલના સંબંધમાં હું ડૉ. વેસ્ટની નીચલી શરેહ સાથ મળતો થાઉંછું: " **વંદીદાદ્ ફરગર્દ** ૯મી, ફ. ૪૫, ૪૬, ૧૦મી, ફ. ૧—૨૦, ૧૧મી, ફ. ૧—૨૦ એ સઘળા આ થોડા શબ્દોમાં, (બાબ ૪૩મો, ફ. ૫૧ માં ) દર્શાવવામાં આવ્યા છે; પણ ૧૨ મી ફરગર્દ માટે કાંઈપણ કહેવામાં આવ્યું નથી. આ ભૂલનું કારણ એ હોય કે પહલવી તરજુમા સાંથની વંદીદાદની સઘળી જુની નકલોમાં એ ફરગર્દ આપવામાં આવી નથી, અને તે સઘળીમાં જોકે ફરગર્દોના આંકડા આપવામાં આવ્યા છે તોબી ૧૩મી ફરગર્દ ૧૧મી પછી તરતજ આવે છે. નં૦ ૨ વાળી કોપનહેગનની હાથે લખાયલી નકલ જેમાં પહલવી તરજુમા સાથે ૧૨મી ફરગર્દ આપવામાં આવી છે તે છેલ્લી સદીમાં રચાયલી વંદીદાદની સુધારેલી આવૃત્તિ ધારવામાં આવે છે, અને પહલવી ૧૨મી ફરગર્દની બીજી નકલો આ સુધારેલી આવૃત્તિપરથી લેવામાં આવી છે. સઘળી જુની નકલોમાં આ ફરગર્દ નહિ હોવાનો સબબ કાંઈ અસલી નકલમાંનાં થોડાંક પાનાં ગુમાઈ જવાનો નહિ હોય કારણ કે કોઈબી એક ફરગર્દ અમુકજ પાનાંમાં આવી શકે નહિ. પહલવી લખાણ છેલ્લાં સુધારવામાં આવ્યા પછી એ ફરગર્દ જલદીજ ગુમાઈ ગયલી હોવી જોઈએ, અને તેથીજ નવમી સદીમાં આ ફરગર્દનો પહલવી તરજુમો દીનકર્દના લખનારને મળ્યો નથી. " ( જુઓ પા. ૧૬૦—૧૬૧ ).

ખુશાલીની તેજ ભેટથી મળતા ફાયદાની અહુરમજદની પેદાયશનો અહેવાલ આવેલો છે.[1] (૨) ખાસ નામ દઈને જણાવેલી સોળ સર્વેથી સરસ રહેવા લાયક જગાઓની પેદાયશ વિષે, અને તે દરેકની સામે જે છુટીછુટી ખરાબી આવી પડી હોય તે[2].

૨જો. (૩) અહુરમજદે દીનને સર્વેથી પહેલાં યીમ એટલે જમશીદને જાહેર કરવા વિષે; ધંધાઓમાંથી યીમએ દીનની મીનોઈ સરદારી કબુલ નહિ રાખવા વિષે, અને જગતને વધારવા, સુધારવા, તથા ફેલાવવા સારૂં બાકીના ધંધાને કબુલ કરવા વિષે.[3] (૪) યીમએ વર ઉભું કરવાનાં વાજબીપણાંના સબબ વિષે; યીમને અહુરમજદનો હુકમ તથા શિક્ષણ; અને અહુરમજદે જેમ તેને ફરમાવ્યું તથા શિખવ્યું તે મુજબનું યીમનું કામ, અને તેજ બાબતપર જેઓ વધુ હોય તે[4].

૩જો. (૫) દુન્યાની ભલી શક્તિને સર્વેથી વધુ સગવડ શામાંથી છે, અને વધુ મ્હોટી અગવડ શામાંથી છે, અને તેને સર્વેથી મ્હોટી ખુશાલી શામાંથી છે તે વિષે.[5] (૬) એક લાસ જેને કુતરાએ જોઈ નહિ હોય, એટલે કે જેનીપર સગદીદની ક્રિયા કરવામાં નહિ આવી હોય તેને એક શખ્સ એકલો લઈ જાય તેથી થતા રીમનીના ગુનાહ વિષે.[6] (૭) લાસને એકલો લઈ જવાથી જે માણસ રીમન તથા મર્ગર્જાન થાય તેને માટેના ખોરાક, કપડાં, તથા જગા વિષે.[7] (૮) એક અપવિત્ર શરીર[8] જે એક મોહતી લાસથી રીમન થયું હોય તેના સંબંધમાં માણસજાતે તથા બીજાં પવિત્ર જનાવરોએ કેટલીક સાવચેતીઓ કેમ લેવી જોઈએ તે વિષે.[9] (૯) બી રોપવાથી તથા જમીન ખેડવાથી દુન્યાની ભલી શક્તિને મળતી ખુશાલી વિષે, અને નહિ રોપવાથી તથા નહિ ખેડવાથી તેને થતું દુઃખ; રોપનારાઓપર તેના આશીર્વાદ; રોપવાથી થતો ફાયદો તથા સવાબનો બદલો; અને તેથી થતી દીનની જાળવણી તથા રક્ષણ વિષેની વિગતો.[10] (૧૦) અનાજને રોપવા, ઉગાડવા, તથા તે પાકવાથી, અને તે ખાઈને માણસો જે શક્તિ મેળવે તેથી દેવોના થતા નાશ વિષે.[11] (૧૧) ગુનાહ ભરેલા ઈરાદાથી એક લાસને છુપાવવાના એટલે દાટવાના ગુનાહ વિષે; અને જ્યાં તે દાટવામાં

---

૧. વંદીદાદ, ફરગર્દ ૧લી. ફ. ૧—૨ (વેસ્ટરગાર્ડ).—૨. વંદીદાદ, ૧લી, ફ. ૩—૨૦.—૩. વંદી. ૨જો, ફ. ૧-૧૯.-૪ વંદી. ૨જો, ફ. ૨૨-૪૩.—૫. વંદી. ૩જો, ફ. ૧—૧૩, ૨૨,૨૩, ૩૪.—૬. વંદી. ૩જો, ફ. ૧૪.—૭. વંદી. ૩જો, ફ. ૧૫—૧૯.—૮. એટલે કે, એક માણસ જે નસા સાથ સંબંધમાં આવ્યાથી રીમન થયો હોય તે.—૯. વંદી. ૩જો, ફ. ૨૦—૨૧.—૧૦. વંદી. ૩જો, ફ. ૨૩—૩૧.—૧૧. વંદી ૩ જો, ૩૨-૩૩.

આવી હોય તે જગા કેટલા વખત સુધી નકામી રહે તે વિષે.[૧] (૧૨) માણસોમાંના ગુનાહો કાઢી નાખવાની[૨] ભલી દીનની શક્તિ વિષે.[૩]

**૪થી.** (૧૩) એક માણસ તેને ધીરવામાં આવેલી ચીજ ખાઈ જઈ પોતાના રક્ષકને[૪] ઠગે તેના ગુનાહ વિષે; અને એવાજ બીજા વચનનો ભંગ કરવાના ગુનાહની ગંભીરતા; તે ઠગારા માણસે આ દુન્યામાં રાખવી જોઇતી બીક વિષે; તથા તે ગુનાહ માટે તોબેશ કરવાની તેની ફરજ.[૫] (૧૪) આ વિષે કે જ્યાં દીન તરફ મજબુત વફાદારી હોય, ત્યાં વળી આ પણ દેખઈતું છે કે, દરેક ફાયદો જે કોઈ માણસ ધરાવે તે સાથે, પોતાની દીનનાં માણસો જેઓ મદદ મેળવવાની ખાહેશથી આગળ આવે તેઓ તરફ તે ઉદાર બને છે.[૬] (૧૫) દિવસ અને રાતમાં આરામ માટેના એટલે ઉંઘવાના વખતનાં માપ વિષે; અને બાકીના વખતની દરરોજનાં કામ માટેની વહેંચણી.[૭] (૧૬) એક ખોટો સોગંદ લેવાના ગંભીર ગુનેહગારપણાં વિષે, એટલે કે, જાહેર તોબેશ કરી હોય અને સખાવતમાં મિલ્કત આપી હોય તે છતાંબી તેની ગંભીરતા; એવા સોગંદ **મિથ્ર**,[૮] **સરૉશ**, તથા **રશ્નૂ** ને તેની આગળ સર્વેથી વધુ ભયંકર બનાવે છે, અને તેનો ગુનાહ તેને પોતાને, તેની સ્ત્રી, બચ્ચાં તથા મિલ્કતને ઘણોજ ખરાબી આપનાર તથા કીનો લેનાર બનાવી દેછે, અને તેનાં રવાનને, એટલે કે, ખોટા સોગંદ ખાનારનાં રવાનને **ચિન્વત્** પુલ આગળ થનારી ભયંકર સજા વિષે[૯].

**૫ મી.** (૧૭) નસા સાથે ભેળાયલાં બાળવાનાં લાકડાંને આતશપર મૂકવાના ગુનાહ વિષે; અને આ પણ, કે કેમ અને કયારે કોઈ તેમાં નિર્દોષ હોય.[૧૦] (૧૮) એક નેહેર વિષે, જેમાં પાણી હમેશ વહેતું નહિ હોય, અને જ્યારે પાણી તેમાંથી પસાર કરવાની કોઈ ખાહેશ ધરાવે; અને તે નેહેર વિષે કે જેમાં પાણી હમેશ વહેતું હોય, અને કોઈ તેમાંના પાણીને વધારવા માંગે; કેટલી વખત અને કેવી રીતે તેમાં નસો જવાની ધાસ્તીને લીધે કોઈ તેને તપાસે.[૧૧] (૧૯) પાણી તથા આતશને લીધે થતી

---

૧. **વંદી.** ૩૭, ફ, ૩૬—૪૦.—૨. **મશ્તન્**, સરખાવો અવ૦ **મેરેજ્**,"સાફ કરવું."—૩. **વંદી.** ૩૭, ફ. ૪૧—૪૨.—૪. સરખાવો ફા૦ **પુશ્ત**, "બચાવનાર" "રક્ષક," સં૦ પક્ષત,"ટેકો"—૫. **વંદી.** ૪થી, ફ. ૧—૧૬.—૬. **વંદી.** ૪થી, ફ. ૪૪.—૭. **વંદી.** ૪થી, ફ. ૪૫.—૮. જુઓ **દાદિસ્તાન્—ઈ—દીનીગ્**, પુર્સીશ્ન ૧૩મી.—૯. **વંદી** ૪થી, ફ. ૪૬, ૫૦—૫૫.—૧૦ **વંદી.** ૫મી, ફ. ૧—૪.—૧૧. **વંદી.** ૫ મી, ફ. ૫—૭.

મરકી વિષે, જો કે તે પાણી તથા આતશથી થતી નથી પણ નશીબને લીધે માણસજાતપર દેવોના ધસારાથી થાય છે.[૧] (૨૦) વરસાદથી થતા મોટા ફાયદા વિષે, જેમાં નસાપર તથા દખ્મામાંના સુક્કા નસાપર પડતા વરસાદથી થતો ફાયદોબી સમાવેલો છે.[૨] (૨૧) અને બીજા લખાણો સાથ સરખાવતાં શરીરની પવિત્રાઈ સારૂ વંદીદાદની મ્હોટાઈ તથા ભલાઈ વિષે.[૩] (૨૨) નસાસાથે સીધા શારીરીક સંબંધમાં આવવાથી, તથા નસાસાથે સંબંધમાં આવેલાં બીજા માણસ સાથ આડેરસ્તે શારીરીક સંબંધમાં આવવાથી થતી રીમની.[૪] (૨૩) એક પાપી જુલમગાર વિષે, જેણે દીન છોડી દીધી હોય અને જીંદગીમાં અશો નહિ હોય; તેને મદદ કરવાથી દૂર રહેવા વિષે.[૫] (૨૪) રીમની કેટલો વખત રહે તે વિષે, તેનાથી દૂર રહેવા તથા તેની આગળ કોઈ ચીજ લઈ જવા વિષે; એક ઓરડો કે જ્યાં એક કુતરો યા આદમી મરી જાય અને તે જગા કે જ્યાં કોઈ ગુજરી જાય તે વાપરવાથી દૂર રહેવા વિષે; અને તે ઘરમાં લાસ મૂકેલી હોય તે જગાથી ત્રણ પગલાંના અંતરમાં જે ખોરાક યા બીજી ચીજો હોય તે વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[૬] (૨૫) એક સ્ત્રી જેનું બચ્ચું તેણીના ગર્ભમાંજ મરી જાય, અને જે નસો થઈ જાય તેણી વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[૭] (૨૬) જે કપડાં નસાથી નકામાં તથા રીમન થયાં હોય તે વિષે; અને તે કે જે છ મહિના સુધી ધોવાં જોઈએ.[૮] (૨૭) નસાપર ગેરકાયદેસર, એક ચીથરાં[૯] જેટલુંબી, કપડું નાખવાના ગંભીર ગુનાહ વિષે.[૧૦]

**૬ ઠી.** (૨૮) જ્યાં એક આદમી યા કુતરો મરી જાય તે જમીનમાં કેટલા વખત સુધી પાણી નાંખવું નહિ જોઇએ, રોપવું યા ખેતી નહિ કરવી જોઈએ તે વિષે; અને સઘળી જમીનને ત્યાં નસો રહી જવાની બીકને લીધે તપાસવી જોઈએ અને ત્યારપછી તેપર પાણી રેડવું જોઈએ; જો તેને બરાબર તપાસવામાં નહિ આવવાથી નસો તે

---

૧. **વંદી.** ૫મી, ફ. ૮—૯.—૨. **વંદી,** ૫મી, ફ. ૧૫—૨૦.—૩. **વંદી.** ૫મી, ફ. ૨૨—૨૫.—૪. **વંદી.** ૫મી, ફ. ૨૭—૩૪.—૫. **વંદી.** ૫મી, ફ. ૩૫—૩૮.—૬. **વંદી.** ૫મી, ફ. ૩૯—૪૪, અને તેની પહલવી શરેહ.—૭. **વંદી.** ૫મી, ફ. ૪૫—૫૬.—૮. **વંદી.** ૫મી, ફ. ૫૭—૫૯, અને તેની પહલવી શરેહ.—૯. સરખાવો ફ઼૦ **યૂક્,** "ચીથરૂં." પાજન્દ શબ્દ **ધોવન,** અસલ પહલવી શબ્દ [Pahlavi] **યૂવનૂ—ઈ** અથવા [Pahlavi] **યૂગનૂઈ,** પાછળથી **યૂગ્નું** ભુલભરેલું વાંચણ છે (જુઓ પહલવી **વંદી.** ૫મી, ફ. ૬૦)—૧૦. **વંદી.** ૫મી, ફ. ૬૦—૬૨.

જગાપર રહી જાય, અને પાણી તેને લાગે તો તેથી થતો ગુનાહ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[૧] (૨૯) પાણીમાંથી એક લાસ કેમ બહાર કાઢવી તે વિષે; તે લાસની ફરતે જે પાણી હોય તેની રીમનીની હદ; લાસ તેમાંથી કાઢયા પછી પાણીની પવિત્રતા; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[૨] (૩૦) ગુજરેલાં માણસનાં શરીર અથવા હાડકાં જ્યાં રાખવામાં આવ્યાં હોય તે જગા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[૩]

**૭ મી.** (૩૧) એક આદમી યા કુતરો જે કુદરતી મોતે[૪] અને તે કે જે શરીરની ખામીને લીધે અકસ્માતથી[૫] મરી જાય તેના સંબંધમાં કેટલા વખત પછી કોહવાટ શરૂ થાય, અને આ પણ, કે એવા ગુજરેલા શખ્સનાં નકામાં કપડાં ખચીતજ ધોવાં જોઈએ; અને ક્યાં કપડાં તથા કેવી રીતે ધોવાં.[૬] (૩૨) નસો ખાવાની તથા તેને ગુનાહ ભરેલા વિચારથી આતશ અથવા પાણીમાં લઈ જવાની જબરી રીમની તથા ગંભીર ગુનાહ વિષે.[૭] (૩૩) દેવોએ પેદા કીધેલા શિયાળા વિષે; અને તેનો ત્રાસ, અને કરોળીઆ[૮] તથા તીડો;[૯] કેટલીક જાતની બિમારીઓ, અને બીજી ઘણીક આફતો, જે નસાની[૧૦] બનાવટને લીધે[૧૦] દુન્યાપર હુમલા[૧૧] જેવી પુરવાર થાય છે.[૧૨] (૩૪) નસા સાથ સંબંધમાં આવેલાં લાકડાં અને અનાજ, અને ઘાસચારાને કેમ ધોવો તે વિષે.[૧૩] (૩૫) **માંથ્ર** અથવા ભણતરોથી, અને વહાડકાપ, અને ઝાડપાલાથી દરદો કેમ સાજા કરવાં તે વિષે; એક દાકતરની તપાસ કેમ લેવી; દવાદારૂ માટેની દાકતરની ફી; અને તેજ બાબતપર જેબી

---

૧. **વંદી.** ૬ઠી, ફ. ૧—૯.—૨. **વંદી.** ૬ઠી ફ. ૨૬—૪૧.—૩. **વંદી.** ૬ઠી ફ. ૪૪—૫૧.—૪. શબ્દાર્થ; "જે નેમાયલા વખતે ગુજરી જાય."—૫. શબ્દાર્થ: "જે નેમાયલા વખતની આગમજ ગુજરી જાય."—૬. **વંદી.** ૭મી, ફ. ૧—૫, ૧૦—૧૬. **વંદી.** ૭મી, ફ. ૬—૯માં આવેલી બાબતો અહીં આપવામાં આવી નથી, કેમકે તે ફકરા **વંદી.**, ૫મી, ફ. ૨૭—૩૦, અને ૫૭—૬૨માં પણ આવે છે.—૭. **વંદી,** ૭ મી, ફ. ૨૩—૨૬.—૮. વંદીદાદના પહલવી તરજુમામાં ફરગર્દ ૭ મીના ૨૬ માં ફકરામાં આવેલા પાજન્દ શબ્દ **તૂનૂ** ને બદલે અહીં **તૂની** શબ્દ વપરાયો છે; એ અવ० **સૂનો, સ્તનૂ** નો તરજુમો છે, એટલે કે, "મચ્છર," "કરાળીઆ." (જુઓ વેસ્ટની વાંચવાલાયક ફુટનોટ ૩૭, પા. ૧૫૮).—૯. પહલવી તરજુમામાંના શબ્દ **મગગૂ-દ્દચ્યૂ** ને બદલે અહીં **મગગૂ** મળે છે, એ શબ્દ અવ० **મધખયચ્યોસ્ચ્ય,** "પાકનો નાશ કરનારા તીડો" નો તરજુમો છે; સરખાવો ફા० **મલખ,** "તીડ."—૧૦—૧૦. **[મનૂ નસાએ કરીનીદનૂ**, સરખાવો અવ० **નસુકેરેત**.—૧૧. સરખાવો ફા० ગરાયૂ, "હુમલો" —૧૨. **વંદી.** ૭મી, ફ. ૨૬, ૨૭.—૧૩. **વદી.**, ૭ની, ફ. ૨૮—૩૫.

વધુ હોય તે.[૧] (૩૬) એક જગા કે જ્યાં એક લાસ બાંધવામાં આવી હોય તે વિષે; જે જમીનની નીચે તે ગુનાહ ભરેલા વિચારથી છુપાવવામાં આવી હોય તે; અને તે દરેક કેટલા વખતે પવિત્ર થાય.[૨] (૩૭) જ્યાં મડદું દાટવામાં આવ્યું હોય ત્યાં બુરાં જંતુઓના ધસારા વિષે; અને દાટેલાં મડદાંને ખણી કાઢવાનો સવાબ.[૩] (૩૮) કસુવાવડ પછી કેટલા વખત સુધી એક સ્ત્રીએ ખાવાથી, અથવા પાણી પીવાથી, અથવા પાણીમાં રાંધેલી કોઈ વાણી ખાવાથી પરહેજ રહેવું જોઈએ તે વિષે.[૪] (૩૯) એક ધાતુ અથવા પત્થરનું વાસણ, અથવા પ્યાલા જેવી ચીજ, જે જોકે નસાથી રીમન થયું હોય તોબી કાયદામુજબ નકામુ નથી તેને ધોવા વિષે.[૫] (૪૦) એક **ગવ્ઑસ્પંદ** વિષે, જેણે નસો ખાધો હોય; અને એક રોપો કે જેની સાથે નસો ભેળાયો હોય.[૬] (૪૧) ઈજેલું પાણી નસાવાળાં પાણીપર રેડવાના ગુનાહ વિષે.[૭]

**૮ મી.** (૪૨) એક ઘર જેમાં એક માણસ યા કુતરો મરી જાય તે વિષે.[૮] (૪૩) માણસનું મરણ થતાં ઘરમાં એક **કત**[૯] કેટલું મોટું તથા કેમ બનાવવું; તેમાં લાસને લઈ જવી અથવા મૂકવી; શરીરને ખુલ્લું મુકવું, તથા તેની સાથ લાયક વખતે સંબંધમાં આવવાથી દૂર રહેવું; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[૧૦] (૪૪) અકુદરતી વહેવાર જેનું છેવટ મોત છે, તેના ગુંચ્છવણ ભરેલા તથા ગંભીર ગુનાહ વિષે.[૧૧] (૪૫) એક લાસ વિષે, જે મરણ પછી એક વરસથી વધુ સુકી રહી હોય.[૧૨] (૪૬) મડદાંના આતશ, જેમાં માણસની નજીસાત બળતી હોય તે આતશ, અથવા છાણાંના આતશને[૧૩] પવિત્ર હાલતમાં લાવવાનાં સવાબનાં કામ વિષે; અને જુદાજુદા ધંધાવાળા લોકો જે આતશો વાપરે તેને પવિત્ર આતશની જગાપર લઈ જવાની ફરજ વિષે.[૧૪]

---

૧. **વંદી,** ૭મી, ફ, ૩૬–૪૪.—૨. સરખાવો **વંદી,** ૭મી ફ. ૪૫—૫૦.—૩. **વંદી,** ૭મી, ફ. ૫૧, ૫૨, ૫૫—૫૯.—૪. **વંદી.,** ૭ મી, ફ. ૬૦, ૬૭—૭૧.—૫. **વંદી,** ૭મી, ફ. ૭૩–૭૫.—૬. **વંદી.,** ૭મી, ફ. ૭૬—૭૭.—૭. **વંદી.,** ૭મી, ફ. ૭૮—૭૯.—૮. **વંદી.,** ૮મી, ફ. ૧—૩.—૯. **કદગૂ** અવ૦ **કત** માટે વપરાયો છે: "લાસને મુકવાની જગા."—૧૦. **વંદી.,** ૮મી, ફ. ૪—૨૫.—૧૧. **વંદી.,** ૮મી, ફ. ૩૧—૩૨.—૧૨. **વંદી.,** ૮મી. ફ. ૩૩–૩૪.—૧૩. સરખાવો ફા૦ ખૂલાસ્પૂ "છાણ." વેસ્ટ: **સરાય-ઇધ્મ,** "છાવણીના;" અથવા **સરૂ અસ્પો,** "ઘોડેસ્વાર ટુકડી."–૧૪. **વંદી.,** ૮મી, ફ. ૭૩–૯૬.

**૯ મી.** (૪૭) લાસ સાથ સીધા સંબંધમાં આવ્યાથી અથવા તેને ખસેડવાથી લોકો રીમન થાય તેઓને પવિત્ર કરવાની ક્રિયા વિષે; અને પાક કરનારની જુદીજુદી ચુંટણીઓ; પાક કરવાની ક્રિયા; અને પાક કરનારને આ જહાનમાં તેમજ બીજી જહાનમાં બદલો.[1] (૪૮) રીમન થયલાં લોકોપર સુરજ, ચંદ્ર, તથા તારાઓનું એકજ વખતે નાખુશીથી ચળકવા વિષે.[2] (૪૯) પાક કરનારથી અહુરમજ્દની સઘળી પેદાયશને મળતી ખુશાલી વિષે, જ્યારે તે રીમન થયલા માણસને સારી પવિત્રતા આપે છે, અને પોતાની હક-સાઈના પૈસા બીજાને આપી દેછે.[3] (૫૦) એક માણસ જે પાક કરનારનું કામ જાણતો નથી, તે માણસથી કોહવાટના દેવને મળતાં જોર તથા મદદ વિષે; તે ખચીત એક ગુનાહ કરે છે જેને માટે તે સજાને લાયક છે.[4] (૫૧) બુરાઈને હંકાવવામાં, તથા તંદરોસ્તી પાછી મેળવવામાં **યથા-અહુ-વઈર્યો** નાં ભણતરની ફતેહ વિષે.[5]

**૧૩ મી.** (૫૨) જાતજાતના કુતરાઓ વિષે, **પસુશ્-હઉર્વ, વિશ્-હઉર્વ**[6] અને તેમજ બીજા કુતરાઓનું કિંમતી પણું; તેઓને કેમ રાખવા અને ખવરાવવું; તેઓને દરેકને જુદાજુદા મારી નાંખવાથી અથવા ગેરકાયદેસર રાખવાથી બી થતો ગુનાહ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[7] (૫૩) અને આ પણ કે જ્યારે એક કુતરો ગાંડો[8] અને ઇજા કરે એવો થઈ જાય ત્યારે તેના સંબંધમાં શું કરવું, અને તેને કેમ રાખવો જોઈએ.[9] (૫૪) અને કુતરા વરૂને કાયદેસર મારવા વિષે.[10] (૫૫) કુતરાઓ-માં આવતી ૩૧ ખાસ્યતો વિષે; જે ત્રણ મુખ્ય ધંધાઓમાં અને બીજા પાંચ જાતના

---

૧. **વંદી.**, ૮મી, ફ૦ ૩૫—૭૨, ૯૭—૧૦૭; ૯મી, ફ. ૧—૩૬.—૨. **વંદી.**, ૯મી ફ. ૪૧—૩. **વંદી.** ૯મી, ફ. ૪૨—૪૪.—૪. **વંદી.**, ૯મી. ૪૭—૫૭.—૫. **વંદી.**, ૯મી, ફ. ૪૫—૪૬. વાંચો વેસ્ટની ફૂટનોટ ૧૧મી, પા.૧૬૦.— ૬. અવ૦ **વિશૂ-હઉર્વ**, (**વંદી.**, ૫મી, ફ. ૨૯, ૧૩મી, ફ. ૪૯), મોહોલ્લાની તપાસ રાખનાર કુતરાનું નામ ( અવ૦ **વિસૂ** "મોહોલ્લો," "ગામડું." )—૭. **વંદી.**, ૧૩મી, ફ. ૧—૨૮.— ૮. વાંચણુ: **અ-બન્દૂ**, "અંકોશ વગરનો," "કાબુ વગરનો." અવ૦ **અ**, "નહિ," અને **બન્દૂ**, "બાંધવું." વેસ્ટ: **અબોનૂ** "નકામો."—૯. **વંદી.**, ૧૩મી, ફ. ૨૯—૩૮.—૧૦. **વંદી.**, ૧૩મી, ફ. ૪૧—૪૩.

ધંધાઓમાં આવતી ખાસ્યતો જેવી છે.[1] (૫૬) પાણીમાંના કુતરાને[2] મારી નાંખવાનાં ગંભીર ગુનેહગારપણાં વિષે; અને તેની તોજેશની હકીકતો[3].

**૧૫ મી.** (૫૭) એક ઇરાનીને ઇરાની નહિ હોય તેને આપવાના ગુનાહ વિષે.[4] (૫૮) એક બેગાના શખ્સ તરફ તે માણસના ગુનાહ વિષે, જેણે એક હમેલદાર સ્ત્રી સાથ, તે સ્ત્રી કે જેની[5] છાતીએ તેણીતું બચ્ચું હોય તેનીસાથ,[5] યા બીજાની દીકરી સાથ કુચાલ ચલાવી હોય; અને તેજ ગુનાહથી થતો બીજો ગુનાહ.[6] (૫૯) એક બચ્ચું જે તેના કાયદેસરના વાલી વગર મળયું હોય, અને એક કુતરો તેના જનમથીજ વાલી વગર હોય, તેનું રક્ષણ કરવાની તથા તેને ખોરાક ખવરાવવાની ફરજ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[7]

**૧૬મી.** (૬૦–૬૧) દશ્તાનની અપવિત્રતા વિષે, તેની રીમની તથા તેનાથી કેટલું દૂર રહેવું જોઇએ;[8] કોઇબી શખ્સ યા ચીજ દશ્તાનથી રીમન થાય છે, અથવા તે કે જે નકામી થાય છે;[9] દશ્તાનમાંથી ધોવું, ધોવાનો વખત; અને તે કેમ ધોવાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[10] (૬૨) દશ્તાનવાળી સ્ત્રી સાથ વ્યભિચાર કરવાથી થતા જબરો ગુનાહ વિષે;[11]

**૧૭મી.** (૬૩) જેઓએ જડજોને ધીક્કાર્યાં તેઓની **મર્ગર્જાન્** સજા વિષે.[12] (૬૪) અને બાલ તથા નખની સંભાળ વિષે; અને સંભાળ નહીં લેવાથી થતો ગુનાહ.[13]

**૧૮મી.** (૬૫) જે માણસ ગેરકાયદેસર એક **પદાતિ-દાન,**[14] **ખ્રફ્સ્ત્રઘ્ન**[15] **બરેસ્મ, અસ્ત્ર,** અને **સ્રૌષ-ચર્ન**[16] લાવે,–અને એમ ધારે કે તેઓને તેમ ગેરકાયદેસર

---

૧. **વંદી.**, ૧૩મી, ફ. ૪૪—૪૮. આ ફકરામાં જણાવેલી આઠ જાતો **વંદી.**, ૧૩મી, ફ. ૪૪માં એમ આપવામાં આવી છેઃ **સૂનહે અએવહે અશ્તા બિરેમ્,**:— **અસ્તિશે હએમૂ, યથ અથઉરને, રથએશ્તારહે, વાસ્ત્રયેહે, વએસાઉશૂ, તાયઔશૂ, દિસઔશૂ, જહિકયાઓ, અપેરેનાયૂકહે.** —૨. **બવ્રફ્—ઇ—આવીગ્**, અવ૦ **ઉદ્ર ઉપાપ**, "પાણીમાંનો કુતરો;" ફા૦ **સગ્—ઇ—અબી.**—૩. **વંદી.**, ૧૩ મી, ફ. ૫૦–૫૬; ૧૪મી, ફ. ૧–૧૮.—૪. **વંદી.**, ૧૫મી, ફ.૨–૫.—૫. **જફ્ વચગ્ પવન્ પીસ્તાન્,** "જે પોતાનાં બચ્ચાંને પોતાનુંજ દુધ ધવરાવતી હોય." **પીસ્તાન્** સાથ સરખાવો અવ૦ **ફશ્તાન,** "થાન," "સ્તન."—૬. **વંદી;** ૧૫મી, ફ. ૮—૧૬.—૭. **વંદી.**, ૧૫મી, ફ. ૧૭—૪૫.—૮. **વંદી.**, ૧૬મી, ફ. ૧—૭.—૯. તેને ધોયા વગર.—૧૦. **વંદી.**, ૧૬મી, ફ. ૭—૧૨.—૧૧. **વંદી.**, ૧૬મી, ફ. ૧૭.—૧૨. **વંદી.**, ૧૬મી, ફ. ૧૬—૧૮.—૧૩ **વંદી.**, ૧૭મી; ફ. ૧—૧૦.—૧૪. પહલવી **પદામ્,** અવ૦ **પઇતિ—દાન,** ફા૦ **પદાન્,** એક મોબેદ ક્રિયા કરતી વખતે મોહોડાંપર જે કપડું પહેરે તે.—૧૫. હાનિકારક જીવડાંઓનો નાશ કરવાનું હથિયાર.—૧૬. જુઓ **વંદી.**, ૧૮મી, ફ. ૧—૪. અને **વંદી.**, ૪ થી, ફ. ૧૧—૧૬, ૧૬મી, ફ. ૧૩, ૧૫, ૧૬ વિગેરે.

લાવવાંજ જોઈએ તેનાં કામથી થતાં નાસ્તિકપણાં વિષે. (૬૬–૬૭) એક માણસ જે પોતાનું કામ કીધા વગર આખી રાત ઉંઘાય તેની નાપસંદગી તથા સજા વિષે; અને તે માણસ કે જે પોતાનું કામ બરાબર કરે અને દીનમાં ફરમાવેલું છે તેથી વધુ ઉંઘાય નહિ[1] તેના બદલાની પસંદગી વિષે.[2] (૬૮) તે માણસ કે જે સંર્વેથી ખરાબ દીનનો બતાવનાર હોય, જે **કૂસ્તી** પહેરતો નથી, અને તેનું તે નહિ પહેરવું જાણે દીનમાં જણાવ્યા મુજબ હોય, તેથી છુપી આગળ વધતી આફ્ત આવી પડવા વિષે.[3] (૬૯) પુષ્કળ ખુબીવાળાં **પરોદર્શ**[4] પક્ષીની ખાસ ફરજ તથા કીંમત વિષે, જે પક્ષી પોતાના ચેતવણી[5] આપતા અવાજથી[5] તેનાં શરીર જેટલી મોટી સખાવત[6] પેદા કરે છે; અશો માણસની અશોઈ માટેની તેની અસલ[7] ખાસ્યત.[7] (૭૦) વગર ખલલની રાતે બચાવ સારૂં સળગાવવા માટેના આતશની ઉતાવળ વિષે; અને તે કાયદા મુજબ સળગાવવાનો સવાબ; અને જ્યારે આતશ ખુશી અને નહિ રંજીદા થયલો હોય ત્યારે તેના આદમ જાતને આશીર્વાદ.[8] (૭૧) જેથી **દ્રૂજ**ને વધવાનું[9] જોર મળે[9] એવા ચાર ખાસ ગુનાહો વિષે; અને તે દરેક સારૂં જુદીજુદી તોજેશ.[10] (૭૨) એક વેશ્યાથી[11] થતા ગંભીર ગુનાહ, દુઃખ, ગમ, અને

૧. એટલે કે જે માણસ પોતાની રોજીંદી ફરજો તથા દીનને લગતી ફરજો બજાવે તે.—૨. **વંદી.**, ૧૮ મી, ફ. ૫–૬.—૩. **વંદી.**, ૧૮મી, ફ. ૮—૧૦.—૪. અવ૦ **પરો-દર્શ**, શબ્દાર્થઃ "જે વેહલું અથવા પહેલું જોય યા ઉંડે તે." એ શબ્દ મરઘા માટે વપરાય છે જે સવારૂં થવા અગાઉ વાંચે છે, અને માણસો પોતાનાં કામપર જલદી જાય તે માટે તેઓને પહેલાં ઉઠાડે છે. (જુઓ **વંદી.**, ૧૮ મી, ફ. ૧૫).—૫—૫. **મિનૂ ગુયાદ્'** શબ્દાર્થઃ "કોઈ બીજાની યાદ આપે એવાં ભાષણથી." સરખાવો અવ૦ **વાચિમ્. બરઈતિ ઉપ ઉશાઓઈ-ઘેમ્**, "જે સવારૂં થવા આગમજ પોતાનો અવાજ કાઢે છે.', (**વંદી.**, ૧૮ મી, ફ. ૧૫). વેસ્ટ DP મુજબ **ગુરત્**, "ગોસનો ટુકડો" વાંચે છે.—૬. **શદીનીદાની**, સરખાવો અવ૦ **શઈતી**, "સખાવત" મરઘાની સખાવત એ કામમાં સમાયલી છે કે તે સવારૂં થવાની ચેતવણી આપે છે જેથી લોકો સવારના પહોરમાં ઉઠી પોતાનું કામ વહેલું શરૂ કરે.—૭–૭. વાંચણઃ **નિમૂનગ્ ઈ કાદા**. સરખાવો ફ. ૧૫ નો પહલવી તરજુમોઃ **આએ પરોદર્શીહા પેશ્ દૂખ્શગીહ્, અફ્રૂ લેવીન્ દખ્શગીહ્ ઉના અઇધિ ક્રતૂમ્ બારગ્ પર્ શ્કાફેત્ આખર્ વાન્ગ્ કનદ્**. એ ફકરામાં બી **પેશ દખ્શગીહ્**, "પહેલી અથવા અસલ ખાસ્યત" શબ્દો મળે છે. જુઓ **વંદી.** ૧૮ મી ફ. ૧૩—૧૭, ૨૩—૨૬, ૨૮ અને ૨૯.—૮. **વંદી.**, ૧૮ મી., ફ. ૧૮—૨૨, ૨૬ અને ૨૭.—૯—૯. **અજશ્ નીરૂગ્ આપુસીહ્ પદીરેદ્**, શબ્દાર્થઃ "હમેલદાર થવા માટે જોર મેળવે."—૧૦. **વંદી.**, ૧૮ મી, ફ. ૩૦—૫૯.—૧૧. વાચણઃ **જેહ્** (પાજન્દ), અવ૦ **જહિ** "વેશ્યા."

આફત વિષે; અને તેણીને નાશ કરવાનું વાજબીપણું.[1] (૭૩) દસ્તાનવાળી સ્ત્રી સાથ વ્યભિચાર કરવાના ગુનાહની તોજેશ વિષે.[2]

**૧૯મી.** (૭૪) **અહર્મનની જરથૂશ્ત્ર** સાથની લડાઈ વિષે, તેમાં **જરથૂશ્ત્રની** ફત્તેહ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.[3] (૭૫) **અહર્મનૂ** અને બીજા દેવોને હંફાવવાની રીત તથા સાધનો માટે **જરથૂશ્ત્રના** અહુરમજ્દને પૂછેલા સવાલ વિષે; અને તેનો જવાબ[4] (૭૬) રીમન થયલાં કપડાં ધોઈને પાછાં કામમાં લેવાથી થતી **વોહૂમન્** અમશાસ્પંદની ખુશનુદી વિષે; અને એવાં કપડાંની સંભાળ કેમ લેવી તે જાહેર કરવા માટે **અહુરમજ્દનો** આભાર.[5] (૭૭) માણસો પોતાનાં રવાનના પ્યાર સારૂં જે ભેટ આપે તે વિષે; અને તે કે જેણે તે ભેટ આપી હોય તેની ઉંચી પદવી કયાં તથા કેમ મળે.[6] (૭૮) **વોહૂમનનાં** અશો લોકોનાં રવાનોને મળવા આગળ જવા વિષે, તેનું તેઓને તેઓની બહેસ્તમાંની જગા દેખાડવું, બદલાની જાહેરાત, અને અશો રવાનોનું તેઓની જગા[7] તરફ, **અહુરમજ્દ** તથા **અમેશાસ્પંદનાં** સુનેરી તખ્તો તરફ, ખુશાલી ભર્યું સરઘસ.[8] (૭૯) અશો લોકોની સુગંધથી દેવોને લાગતી બીક વિષે, અને **જરથૂશ્ત્રના** જન્મથી તેઓમાં જે બીક ઉભી થઈ તે.[9]

**૨૦મી.** (૮૦) અને ઘણીક આફતો[10] મજબુતાઈથી દૂર રાખવા સાટેની ઝેરી[11] તોખમના[11] રોપાઓની સાજા કરવાની જબરી શકિત વિષે; ચેપમાંથી પોતાની પેદાયશને સાજા કરવા માટે અહુરમજ્દે પુરતી જાતના રોપાઓ પેદા કરવા વિષે બીજા રોપાઓ સાથ સરખાવતાં, **ગઑકરેન**[12] રોપો, જે સફેદ **હુઑમ** કહેવાય છે, તેની સાજા કરવાની ફતેહ; અને દુન્યાને દવાથી સાજા કરવાનાં કામમાં **અઇર્યમનૂનો**[13] ઉપયોગ.[14]

---

૧. **વંદી.**, ૧૮મી ફ. ૬૦–૬૫.—૨. **વંદી.**, ૧૮ મી, ફ. ૬૬–૭૬.—૩. **વંદી.**, ૧૯મી, ફ. ૧–૧૦.—૪. **વંદી.**, ૧૯ મી, ફ. ૧૧–૧૪.—૫. **વંદી.**, ૧૯ મી, ફ. ૨૦—૨૫.—૬. **વંદી.**, ૧૯ મી, ફ. ૨૭—૩૦.—૭. **જયશાનૂ** શબ્દ પછી અવ૰ શબ્દ **મયેથન** પહેલવી **મેહનૂ** નીકળી ગયો છે. વેસ્ટ કહે છે કે **અસલ હસ્તલેખ** DM વાળી કેતાબ સરખી કરતી વખતે, તે કરનારે પોતે કાપી કાઢેલાશબ્દો ઠીગરાંપર લખતાં એ ભુલ કીધી હોય.—૮. **વંદી.**, ૧૯ મી, ફ. ૩૧—૩૨.—૯. **વંદી.**, ૧૯ મી, ફ. ૩૩, ૪૩—૪૭.—૧૦. કાતિલ દરદો, **પઈતિયારગૂ**, "નાશ," "સામું થવું."—૧૧—૧૧. **બીશીગ્ચીહર્**, સરખાવો અવ૰ **વિશૂ-ચિથ્રૂ** "ઝેરી અસરવાલું."—૧૨. એ રોપો વોઉરૂકશ દર્યામાં ઉગે છે, અને **કર** નામની માછલી તેને નાશ પામનામાંથી બચાવે છે. (**વંદી.**, ૨૦ મી, ફ. ૪ ઈત્યાદી). તેનો રસ જે કોઇ પીએ તેને અમરગી બક્ષે છે.—૧૩. શાંતિ તથા ખુશાલીપરનો મવકકલ ફરેશ્તો. **વંદી.**, ૨૦ મી, ફ. ૧૧—૧૨; અને ૨૨મી, જેમાં મંત્રથી સાજા કરવાનાં તેનાં જબરાં બળ વિષે જણાવેલું છે.—૧૪. **વંદી.**, ૨૦મી, ફ. ૧—૧૨.

**૨૧મી-૨૨મી.** (૮૧) અસલ પેદાયશમાં જે ભણતરથી **દ્રૂજ**નો જુલમ ઓછો કરવામાં આવ્યો તેનું જ્ઞાન; અને અશોઈની દુન્યામાંથી દેવોને દૂર રાખવા માટે **અઈર્યમન્**[1], **અહૂનવર્** અને બીજા ગાથાના અવસ્તા[2] ભણવાથી મળતાં મ્હોટાં જોર વિષે.[3]

(૮૨) "અશોઈ સર્વથી સરસ આબાદી છે; મીનોઈ આબાદી સર્વથી સરસ અશોઈ છે... ........"

## બાબ ૪૪ મો, હધઑખ્ત નસ્ક.

(૧) **હધઑખ્ત**[4] એવું નસ્ક છે કે તેના ત્રણ ભાગો છે, અને તેમાં ૧૩૩ ફકરા આવેલા છે; પહેલા ભાગમાં ૧૩ ફકરાઓ છે અને તે **અહુનવર્**[5] કેમ ભણવી અને તે મોટેથી ગાવાથી થતા મીનોઈ, ફાયદા અને તેજ બાબતપર જેબી કાંઈ વધુ હોય તે વિષેનું પુસ્તક છે. (૨) દરેક ભલું કામ કરવાની સમજણ આપવા સારૂં મીનોઈ તથા દુન્યવી **રતુ**ની ચુંટણી અને તેના નિભાવ વિષેની શિખામણ, અને જુદાજુદા દસ્તુરોનો નિભાવ.

(૩) અહુરમજ્દ તરફની મીનોઈ હયાતિની ૨૧ સરદારી[6] વિષે, અને જરથુશ્ત્ર તરફની બાકી હયાતિની સરદારીઓ, જેનાથી તેઓની **યજદો**ની ક્રિયાઓ, તથા તેઓની અશો લોકોની રાહબરી હસ્તિમાં આવી છે. (૪) દહાડા તથા રાતની પાંચ જુદીજુદી **ગાહ્**માં કરવાનાં કામો વિષે; અને જે કોઈ **ગાહંબાર્**ની ક્રિયામાં ખલલ[7] કરે[7] તેની, વળી જે **ગાહંબાર્**ની **મ્યજ્દ** બનાવવામાં કાંઈ ભાગ લેતો નથી તેની, અને જે **યજ્દો**ની બીજી કોઈબી ક્રિયામાં કંટાળો[8] આપે તેની સજા વિષે. (૫) સર્વથી

---

૧. **અર્ઈર્યમન્**—ઈર્શ્યોનું ભણતર (યસ્ન, હા ૫૪ મો.).—૨. સરખાવો યસ્ન, હા ૪૪મો, ફ. ૧૬, હા ૪૬ મો ફ. ૭.—૩. **વંદી.**, ૨૦ મી, ફ. ૧૩—૧૫; ૨૧ મી અને ૨૨ મી ફ. ૧-૨૫.—૪. અવસ્તામાં એ નસ્કનું નામ **હધઓખ્ત** મળે છે. અને પહેલવીમાં તથા રવાયતોમાં **હાદોખ્ત** મળે છે. વાંચો વેસ્ટની ફૂટનોટ ૩ જી અને ૪ થી, પા. ૧૬૬.—૫. સરખાવો યશ્ત ૧૧ મી. ફ. ૩, અને ૨૧ મી વાંચો વેસ્ટની ફૂટનોટ ૬ ઠી, પા. ૧૬૬. —૬. સરખાવો બાબ ૬ઠો, ફ. ૧૭.—૭—૭. **બરા દ્રાયેદ્**, "બૂમો પાડે." વેસ્ટઃ **બરા દ્રાયેદો**, યા **બરા ગિરાયેદો**, "ઉલટવાલો છે."—૮. સરખાવો ફા. **સૂદહ્**, ઘસાઈ ગયલું **સૂદન્**, "ઘસાઈ જવું," "ફાટવું," "દુઃખ પામવું."

મ્હોટો વડો દસ્તુર, જે મ્હોટા લોકોમાં મરદ સરદાર છે, તેને કેમ રાખવો તથા તેની સાથે શું કરવું તે વિષે; તે માણસ કે જે ફરજયાત કામથી વેગળું એવું ગુનાહભરેલું કામ બીજા માણસમાંથી કાઢી નાખે,[1] અને તે કે જે ફરજ છતાં બી તે કાઢતો નથી; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬) તે બાબતમાં એકજ દીનના માણસને આગળ જવાની કેટલી મદદ મળે તેની હદ વિષે.

(૭) અશો મર્દાઇના દેખાવ વિષે, અને ખોરાક ખાતી તથા પીતી વખતે સારી બાજ ભણવાથી[2] મળતો ફાયદા ભરેલો સવાબ તથા દેવોનો થતો નાશ અને અણગમો. (૮) પાંચ ગાહમાંનાં ભણતરોને લગતી ઉંચી સલ્લાહ વિષે, અને જે દરેકમાં કેટલાક યજદોનાં નામને જુદાંજુદાં યાદ કરવામાં આવે છે તે ક્રિયાઓને લગતાં ભણતરો; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૯) અને પાદશાહી મેળવવાની એક માણસની લાયકાત વિષે; અને યજદો જેઓ સારા પાદશાહો છે તેઓને તેનું શરીર અર્પણ કરવા[3] વિષે; અને તેઓને મદદ માટે બોલાવવું[4] તથા ખુશ કરવું, તેઓના શબ્દો જે બદીથી આવતી આફત તોડવા સારૂં સર્વથી વધુ ફતેહમંદ છે તેથી મળતા આશીર્વાદ અને ફાયદા. (૧૦) ખુદા સર્વજ્ઞાની પેદા કરનાર છે તે વિષે, તેનાં સર્વસાક્ષીપણું અને સર્વશક્તિ, અને સર્વની સરદારી, અને સર્વ મદદ પુરી પાડવી, અને લાયક સખાવતની અગમચેતિ, અને સઘળા ઉપયોગી સુધારાનું કારણ તથા પરિણામ; અને તેની પોતાની અશોઈ, અને દેવો સામેની અહુરમજદની દીન, અને તેજ વિભાગમાં વળી બીજું ઘણુંક જ્ઞાન.

(૧૧) એ નસ્કનો વચલો ભાગ ૧૦૨ વિભાગોનો બનેલો છે; જેમાં ખાસ મીનોઈ તથા શારીરીક કામોનાં પુસ્તકો આવેલાં છે; મહેનતુ માણસોની સરદારી અને તેઓનાં મજબુત[5] સાધનો; અને અસલનાં સર્વ અશોઈનાં કામો વિષે. (૧૨) તે નસ્ક, અશોઈની, તથા એકથી એક ચઢતાં સવાલનાં કામોના બદલાની ખાહેશને સજીવન[6] કરે છે; અને તે એને માટે પણ જણાવે છે કે જેને માટે તે એમ કહે છે કેઃ—" તે

---

૧. સરખાવો ફા૦ ગુજાર્દન્, " બહાર કાઢવું, " " જોલાબ આપવો. "—૨. મિનૂ વાજ્ ખૂપૂબરા ગુફૂતન્; સરખાવો ફા૦ બાજ્ ગુફૂતન્, " ખાણું ખાવા અગાઉ દુઆનૂ વિગેરે ભંજવા વિષે."— ૩. તનૂ દહિશનીહ્ શબ્દાર્થ "સ્વભોગ."—૪. સરખાવો ફા૦ જબા, "મદદ માટે બોલાવવું."—૫. અમાવન્દ્, અવ૦ અમવન્ત્, "બહાદુર "— ૬. અથવા " સળગાવે છે " કૃદંત અફ્રૂખ્તન, અવ૦ રૂચ્, સળગાવવું.

